# વિસર્જન

રવીન્દ્રનાથ કૃત



ગૂર્જર ગ્રંથ રત્ન કાર્યાલય : અમદાવાદ

# વિસર્જન

[ રવીન્દ્રનાથ પ્રણીત ]

અનુવાદક

નગીનદાસ પારેખ

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય
અમદાવાદ

સંવત ૧૯૮૭ કિં. ૦-૬-૦

પ્રકાશક
ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય
શંભુલાલ જગશી શાહ
ગાંધીરોડ : અમદાવાદ



આવૃત્તિ ૧ લી
પ્રત ૧૨૫૦

મુદ્રણસ્થાન
આદિત્ય મુદ્રણાલય
રાયખડ : અમદાવાદ
મુદ્રક
ગજાનન વિ. પાઠક

જેણે મને કાર્યમાં
પ્રેર્યો, સાથ દીધો, સદા હૃદયથી,
**તે મિત્ર ગોપાળને.**

# નિવેદન

મૂળ તો આ અનુવાદ વિદ્યાપીઠના વિદ્યાર્થીઓને ભજવવા થાય એ હેતુથી કરેલો. પછીથી ' સાબરમતી 'માં છપાયેલો. આજે તેને પુસ્તક રૂપે રજૂ કરતા પહેલાં હું જોઈ સુધારી ગયો છું.

મૂળ બંગાળીનો આ અવિકલ અનુવાદ નથી. કવિશ્રીએ પોતે કરેલા અંગ્રેજી અનુવાદમાં તેમણે કેટલાક પ્રવેશો આખા છોડી દીધા છે, કેટલાક કાપી નાખ્યા છે. બંગાળીમાં તો હજી ય એ ભાગો કાયમ જ રાખવામાં આવે છે. અંગ્રેજીમાં કવિશ્રીએ કાઢી નાખેલા એવા ત્રણ જ પ્રવેશો મેં કાઢ્યા કે કાપ્યા છે.

શ્રદ્ધેય શ્રીક્ષિતિમોહન સેન મહાશયે મમતા અને સ્નેહપૂર્વક લખી આપેલી ભૂમિકા મારે મન ગુરુજનના આશીર્વાદ સમાન છે. તેમાં તેમણે આંકેલા અનુવાદકના આદર્શથી હું કેટલો દૂર છું એના ભાને થડકતે હૈયે આ અનુવાદ ગૂજરાતી વાચકવર્ગ સમક્ષ રજૂ કરું છું.

ગૂજરાત વિદ્યાપીઠ,
દશેરા, ૧૯૮૭.

અનુવાદક

# ભૂમિકા

અનુવાદકનું કામ સેતુબંધ બાંધવાનું છે. આપણી ચિન્મયી હૃદયલક્ષ્મી ઘણીવાર સુદૂર અજાણ્યા સમુદ્રની પાર અજ્ઞાત રહેલી હોય છે. શી રીતે તેનાં દર્શન અને સ્પર્શ પામીએ? એટલે જેઓ આ સેતુબંધ બાંધી દે છે તેઓ રામચંદ્રની માફક જ મહાવ્રત સાધે છે. રામચંદ્રે તો આ કામ પોતાની ગરજના માર્યા કર્યું હતું. અને અનુવાદક તો સૌ લોકોના હિતને માટે કરે છે. તે જ કારણે તેઓનું કામ વધુ આદરયોગ્ય છે.

સેતુબંધને માટે બંને કિનારા સાથે અનુવાદ કરનારનો સાચો યોગ હોવો જોઈએ. એવા કેટલાય અનુવાદકો જોયા છે જેઓ કેવળ યશની લાલસાથી બંને કિનારાની સાથે પોતાનો સાચો સંબંધ બાંધ્યા વિના જ સેતુ બાંધવા મંડી પડે છે. કેટલાય સરળ વટેમાર્ગુઓ તેના ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખી ચાલવા જતાં કેવળ અપઘાતમૃત્યુની ઊંડી ખીણમાં જ પડે છે.

અનુવાદક એ સાચો યોગી છે. પરિચિત અને અપરિચિત લોક વચ્ચે ભાવયોગ સાધનાર યોગગુરુ એ જ છે. આપણા શાસ્ત્રમાં

લખ્યું છે કે યોગગુરુ માત્ર ધ્યાની, મહાયોગી, મહાસાધક, મહેશ્વર થવું જોઇએ. સૌના કલ્યાણને માટે તે શિવ બને છે. સમુદ્રમંથનનું અમૃત સૌને વહેંચી આપી પોતે સૌને દુઃસહ એવું હલાહલ પચાવે છે. અનુવાદકે પણ એ પ્રમાણે યશોલિપ્સાનો સુલભ અમૃતલોભ દૂર કરી પોતાની સંપૂર્ણ એકાંત સાધનામાં ધ્યાનપરાયણ રહી સૌના કલ્યાણવ્રતની તીવ્ર દુઃસહ સાધનામાં મગ્ન રહેવું જોઇએ. મહાસાધનાનું બધુંય હલાહલ પોતે પચાવી બીજા સૌને તો હમેશાં સકલ દુઃખતાપ-જરામૃત્યુહારક અમૃત જ પીરસવું જોઈએ.

શ્રીમાન નગીનદાસે જે સેતુબંધનું મહાવ્રત શરૂ કર્યું છે તેમાં બંગાળી અને ગૂજરાતી, બંને કિનારાની સાથે ગાઢ સંબંધ હોવો આવશ્યક છે. તે સંબંધ તેઓને છે એવો મારો વિશ્વાસ છે. બંગાળીમાં તો તેઓ અમારી સાથે કામ પણ કરી ગયા છે. ગૂજરાતીમાં પણ તેમનાં લખાણ જાણીતાં છે એવું મેં સાંભળ્યું છે.

યોગગુરુનું જે મહાવ્રત તેમણે શરૂ કર્યું છે તેની સિદ્ધિની સાચી પરીક્ષા તેઓ વાચકોને રવીન્દ્રનાથના ધ્યાનમંદિરમાં જેટલે અંશે લઈ જઈ શકશે તે ઉપરથી થશે.

આવી એક અનુવાદની સાધનાને હું દીક્ષાદાનના જેવું જ પવિત્ર વ્રત માનું છું. સાધનામંદિરમાં જ્યારે દીક્ષાદાનના ગંભીર અનુષ્ઠાનનો આરંભ થાય છે ત્યારે શ્રીમાન નગીનદાસે મને ત્યાં ચિન્મય પ્રદીપ ચેતાવી ધરી રાખવા વિનંતિ કરી છે. પરંતુ હાય, એ મંદિરમાં ધરવા જેવો ભાવ અને શ્રદ્ધાનો ચિન્મય પ્રદીપ મારી પાસે છે ખરો? તેવી સાધના મારી છે ક્યાં? પરંતુ જેમના ઉપર સ્નેહ રાખીએ છીએ તેમની વિનંતિથી ઘણીવાર અસાધ્ય કામો પણ હાથ ધરવાં પડે છે. 'ચાંદો લાવી આપો' એવી બાળક હઠ પકડે ત્યારે ઘણી-વાર માને ચાંદા તરફ વૃથા હાથ લંબાવવો પડે છે.

આવા મોટા મહાકવિના સાધનામંદિરમાં દીવો ધરતાં સંકોચ થાય છે. પણ સદ્ભાગ્યે તેમણે પોતે જ એ સ્થાને કંઈક પ્રકાશ પાડ્યો

છે. આ 'વિસર્જન' નાટકનો મૂળ આધાર કવિની ગદ્ય નવલકથા 'રાજર્ષિ' છે. 'રાજર્ષિ' શી રીતે ઉત્પન્ન થઈ તેનું સુંદર વિવરણ કવિએ પોતે જ તેમની 'જીવનસ્મૃતિ'માં આપ્યું છે: "છોકરાંઓ વાંચી શકે એવી એક સચિત્ર પત્રિકા પ્રગટ કરવા વિષે મઝલી વહુઠાકુરાણીના મનમાં વિશેષ આગ્રહ જન્મ્યો હતો. તેમની એવી ઇચ્છા હતી કે સુધીન્દ્ર, બલેન્દ્ર વગેરે અમારા ઘરનાં બાળકો એ પત્રિકામાં પોતપોતાની રચના પ્રસિદ્ધ કરે. પરંતુ માત્ર તેમના જ લખાણથી કંઈ પત્રિકા ચાલે નહિ. એ જાણી તેમણે સંપાદક થઈ મારા ઉપર પણ લખવાનો ભાર નાખ્યો. 'બાલક'ના એક બે અંક બહાર પડ્યા પછી એક વખત એક બે દિવસ માટે હું રાજનારાયણ બાબુને મળવા દેવઘર ગયો. કલકત્તા પાછા આવતી વખતે રાતની ગાડીમાં ભીડ હતી. બરાબર ઊંઘ આવતી નહોતી. બરાબર આંખ ઉપર જ દીવો બળતો હતો. મેં વિચાર્યું ઊંઘ આવતી નથી તો લાવને 'બાલક' માટે એકાદ વાર્તા વિચારી રાખું. વાર્તા વિચારી રાખવાના વ્યર્થ પ્રયત્નથી વાર્તા તો ન આવી પણ ઊંઘ આવી. મને સ્વપ્નું આવ્યું. કોઈ એક મંદિરના પગથિયા ઉપર બલિના લોહીના ડાઘ જોઈને એક બાલિકા અત્યંત કરુણ વ્યાકુળતાથી તેના બાપને પૂછે છે, 'બાપુ, આ શું? આ તો લોહી છે?' બાલિકાની આ કાતરતાથી તેના બાપ અંતરમાં વ્યથા પામવા છતાં બહારથી ચિડાવવાનો ઢોંગ કરી ગમે તે ઉપાયે તેના પ્રશ્નને દાબી દેવાનો પ્રયત્ન કરે છે. જાગ્યો ત્યારે મને થયું કે આ જ મારી સ્વપ્નમાં મળેલી વાર્તા. આવી રીતે સ્વપ્નમાં મળેલી વાતો અને બીજાં લખાણો પણ મારાં છે. આ સ્વપ્નની સાથે ત્રિપુરાના રાજા ગોવિંદમાણિક્યનો ઇતિહાસ ભેળવી દઈ 'રાજર્ષિ' વાર્તા મહિને મહિને લખી 'બાલક'માં પ્રસિદ્ધ કરવા લાગ્યો." 'જીવનસ્મૃતિ'માં આ વિષે કવિએ બીજું કાંઈ લખ્યું નથી.

'રાજર્ષિ' પ્રસિદ્ધ થઈ સને ૧૮૮૫ માં. કવિની ઉમર ત્યારે ૨૪ વર્ષની હતી. ત્યાર પછી કેટલેક વર્ષે કવિ જ્યારે ઉત્તર બંગાળમાં

પતિસર પરગણાના નાની નદીઓ અને નહેરોના પ્રદેશમાં ગામડાંમાં રહેતા હતા ત્યારે આ 'રાજર્ષિ'ને તેમણે દશ્યકાવ્યનું રૂપ આપ્યું. અકસ્માત્ એ નાટક એમણે પોતાના ભત્રીજા શ્રીયુત સુરેન્દ્રનાથ ઠાકુરે પોતાને હાથે બાંધેલી એક નોટમાં લખ્યું. આખરે નાટક પણ એ જ કારણે સુરેન્દ્રનાથને અર્પણ કર્યું. સુરેન્દ્રનાથ ત્યારે કેવળ બાળક હતા. કવિ તેમના ઉપર અત્યંત સ્નેહ રાખતા. સને ૧૮૯૦ માં 'વિસર્જન' પ્રસિદ્ધ થયું.

વાઘવરુની માફક માણસ પણ એક વખત હિંસક હતો. યુગયુગની કેટલીય સાધના દ્વારા માણસ આજે ક્રમે ક્રમે માણસ થવા આવ્યો છે. તો પણ તેના માર્ગમાં હમેશાં કેટકેટલી અડચણો હોય છે! બાહ્ય રક્તધારા કોઈ કોઈ જગાએ એક રીતે ઓછી થઈ છે ખરી. પરંતુ જુદે જુદે નામે તે જ રક્તધારા કોઈ ઠેકાણે પ્રગટ રીતે, તો કોઈ ઠેકાણે અપ્રગટ રીતે આજે પણ મનુષ્યની સાધનાભૂમિને રક્તમય કરી રહી છે. હમેશાં આ નિષ્ઠુર લીલા જોઈને સંસ્કારની મહાઅંધતાથી જેઓનું હૃદય પોતાની કોમળતા ખોઈ બેઠું છે તેઓ તો સમજી જ શકતા નથી કે જ્યાં હોય ત્યાં આ ભીષણ રક્તધારા શાને? જે સાચેસાચ જ બાળક છે, સંસ્કારના બંધન વિનાના છે, નિષ્કલંક છે, તે છોકરા અને તે છોકરીઓ એ જોઈ ને ચમકી ઊઠે છે. પછી વૃદ્ધો તેમના એ સહજ દુ:ખને દાબી દેવાને ગમે તેટલો પ્રયત્ન કેમ ન કરે?

પ્રગટ કે અપ્રગટ રીતે આ રક્તધારા, આ હિંસા મનુષ્યના જીવનના બધાય વિભાગોમાં આજે અને નિરંતર વહેતી આવી છે. નરહત્યાને નામે જેઓ ભયથી કંપી ઊઠે છે તેઓ પણ રાજનીતિના મંદિરમાં બેસીને કરોડો લોકોના રક્તપ્રવાહ ઉપરથી પોતાની સિદ્ધિ અને મહિમાનો વિજયરથ ચલાવે છે. વેપારવણજમાં પણ જોઈ એ છીએ કે સાધુ જેવા અહિંસક વૈષ્ણવ વેપારી, પરોક્ષ રીતે કેટલાય જીવોને દુકાળમાં પીસી નાખી તેમના રક્તથી હમેશાં વિધાતાના સંસારરૂપ

 

આ દેવમંદિરને કલુષિત કરે છે. કેટલાંય મંદિરો આ લોહીખરડયા કલુષિત ધનથી રચાયાં છે. અને આ દારુણ સંપત્તિથી કેટલીય દેવ-પૂજાનો સમારોહ ચાલી રહ્યો છે. એમ છતાં કેવી ગંભીર આત્મ-પ્રવંચના! સમાજનીતિ નિષ્ઠુર બનીને આ બધી નાના પ્રકારની દૃશ્ય અદૃશ્ય, ક્રૂર હિંસામાં વસી રહી છે. સૌથી ભયંકર વાત એ છે કે ધર્મના મંદિરમાં અનેક પ્રકારનાં પવિત્ર નામો ધારણ કરી આપણે જ રચેલાં કૃત્રિમ દેવ દેવીઓ આગળ ભારે સમારોહપૂર્વક આ નિષ્ઠુર રક્તધારા વહી રહી છે. દેવમૂર્તિનો કે કાલીનો શો દોષ? તે તો માત્ર પાષાણ છે. આપણાં જ નાના પ્રકારનાં સંકુચિત હિંસા, લોભ, મોહ અને અભિમાનને તે પાષાણમૂર્તિમાં પરિણત કરી આપણે સ્થાપિત કર્યાં છે. અને સૌ પાસે આપણે રક્તાક્તપૂજાનો હક કરતા ફરીએ છીએ. એ મૂર્તિને નામે આપણો મહિમા જ અતિઉગ્ર થઈ પડે એવું આપણે ઇચ્છીએ છીએ. એક રઘુપતિ ઉપર ક્રોધ કરવાથી શું વળવાનું છે? અસંખ્ય રઘુપતિઓ સમાજની છાતી ઉપર બેસી આપણી તામસ પૂજા લઈ રહ્યા છે. પોતાની સંકીર્ણ સ્વાર્થબુદ્ધિથી, લોભથી, અભિમાનથી, મોહાંધતાથી પોતાનો માતૃધર્મ ખોઈ બેસી નારીઓ પણ આ રક્તપિપાસુ મૂર્તિની જ પૂજા કરે છે. મહારાણી ગુણવતી પોતાના મહાન સ્વામીનો ત્યાગ કરી શકે છે, પણ પોતાના અંતરની ક્રૂર, અંધ સંકુચિતતાની મૂર્તિનો ત્યાગ કરવો તેને માટે અસંભવિત છે. સંસારભરમાં આ અર્થહીન, વિચિત્ર, નિષ્ઠુર લીલા ચાલી રહી છે.

અભ્યાસ અને સંસ્કારની અંધતાથી આ બિભત્સતા સારા માણસની પણ નજરે પડતી નથી. એને માટે તો સહજ દૃષ્ટિ જોઈએ. એ જ કારણે ‘રાજર્ષિ’માંનાં બાળક તાતા અને હાસિ રક્તધારા જોઈ કંપી ઊઠયાં. તે સહજ દૃષ્ટિ પાસે જ મહાપુરુષ ગોવિંદમાણિક્ય દીક્ષા પામ્યા. રાજા હોવા છતાં તેમનું અંતર બધા સંસ્કાર અને

બંધનથી મુક્ત છે. 'રાજર્ષિ'નો એટલો ભાગ વિસર્જનમાં આવ્યો નથી. ગોવિંદમાણિક્ય તેમની સહજ દૃષ્ટિથી મંદિરમાં આ રક્તધારાની બિભત્સતા જોઈ, તેને દૂર કરવાને બદ્ધપરિકર થયા છે. પરંતુ કેવું દુર્ભાગ્ય ? આવા પવિત્ર સંકલ્પમાં પણ તેમને ઘરની અને બહારની મુશ્કેલીઓ નડે છે. મંદિરમાં ગુરુ અને ઘરમાં પત્ની તેમની આડે આવે છે; લોભને વશ થઈ તેમનો પોતાનો ભાઈ ચંચળ બને છે. તેમના અનુચરોમાંના ઘણાખરા જૂઠા નીવડે છે. જેઓ સાચા હોય છે તેઓને પારખવા મુશ્કેલ થઈ પડે છે.

ધર્મને નામે પુરાતન સંસ્કારોની સાથે જેમને અકૃત્રિમ ભક્તિનો સંબંધ છે અને આ સહજ નવું મળેલું સત્ય પણ જેઓ અંતરમાં શ્રદ્ધાથી ગંભીર ભાવે અનુભવે છે તેઓની મુશ્કેલી સૌથી ભારે હોય છે. જયસિંહની આ વેદનાથી જ આખું 'વિસર્જન' ભરેલું છે. તેનું મન એક બાજુએ ભક્તિના અંધ સંસ્કારને લીધે રઘુપતિ અને તેના હિંસાથી કલુષિત થયેલા મંદિર તરફ ખેંચાય છે, અને બીજી બાજુ ગોવિંદમાણિક્યની સહજ દૃષ્ટિથી મળેલા પ્રેમપવિત્ર ધર્મની તરફ તેની શ્રદ્ધા બંધાય છે. વળી તેનો પ્રેમ અકિંચન પ્રેમપાત્રધન અપર્ણા તરફ દોડે છે. વિપદ જ્યારે જટિલ બને છે, રઘુપતિ જ્યારે પોતે રચેલી કૃત્રિમ દેવતા કાલીને નામે વારેવારે રક્ત માગી રહ્યો છે તેવે વખતે બીજો ઉપાય નથી એવું જોઈ જયસિંહે પારકું લોહી રેડવા ન દેતાં પોતાના હૃદયના લોહીથી—પોતાના જીવનથી હિંસક દેવમંદિરની પિપાસા મિટાવવાને પ્રયત્ન કર્યો. પોતાના સ્નેહનું ધન સદાને માટે ખોયું ત્યારે રઘુપતિની અંધકારથી આંધળી બનેલી આંખો ખૂલી. મરણથી પણ અધિક દુઃખથી અપર્ણા મૃત્યુ પામી; મહારાજા ગોવિંદમાણિક્યને મર્માઘાત થયો; રઘુપતિ એ દિવ્ય દૃષ્ટિ પામી, પોતાની ક્રૂરતાનું બિભત્સ-રૂપ જોઈ મનુષ્યની હિંસાએ રચેલી એ મિથ્યા દેવતાનું દુઃખ, ક્ષોભ અને ક્રોધથી દૂર ફેંકી દઈ વિસર્જન કર્યું. તે વખતે રઘુપતિ

ગોવિંદમાણિક્યને સમજી શકયો અને પ્રેમથી અપર્ણાને ખેંચવા ગયો. પણ રઘુપતિ અને ગોવિંદમાણિક્યની વચ્ચે જે ભયંકર અંતર હતું તેમાં સંબંધ બાંધવાની મહાસાધના જયસિંહ પોતાના જીવનનું વિસર્જન કરી કરતો ગયો. અને તેથીયે દુષ્કર સાધના તો પોતાના પૂર્ણ પ્રિયપાત્રનું અધર આગળથી સદાને માટે વિસર્જન કરવું એ હતી. એ વિસર્જન જ ખરું વિસર્જન છે.

પ્રાણ દેવા કરતાં પણ વધુ તીવ્ર અને દુઃસહ દુઃખ હમેશાં અભાગિની અપર્ણા ભોગવતી રહી. એ અગાધ વિસર્જનનું મૂલ્ય કોણ સમજશે ? આવું વિરાટ, આવું ગભીર આત્મવિસર્જન જ્યાં નથી ત્યાં યોગસાધનાનો જરાય સંભવ છે ખરો ? આ હિંસક યોગવિહીન જગતમાં જેઓ યોગની સાધના કરવા આવે છે તેઓ પોતાનાં જીવનનું અને જીવનના સર્વસ્વનું વિસર્જન કરીને જ પોતાની સાધના પૂરી કરે છે. જગતની લાંબા કાળથી ભેગી થયેલી ઢગલાબંધ હિંસા આવા મોટા વિસર્જન વિના કદી શાંત થવાની નથી.

શાંતિનિકેતન,
૧૧: ૧૦: ૩૦

શ્રીક્ષિતિમોહન સેન

# પરિચય

| | |
|---|---|
| ગોવિંદમાણિક્ય | ત્રિપુરાનો રાજા |
| નક્ષત્રરાય | એનો નાનો ભાઈ |
| રઘુપતિ | રાજપુરોહિત |
| જયસિંહ | રઘુપતિએ ઉછેરેલો રજપૂત યુવક, રાજમંદિરનો સેવક |
| ચાંદપાલ | દીવાન |
| નયનરાય | સેનાપતિ |
| ધ્રુવ | રાજાએ ઉછેરેલો બાળક |
| મંત્રી | |
| શહેરીઓ | |
| ગુણવતી | મહારાણી |
| અપર્ણા | ભિખારણ |



# અંક પહેલો

## પ્રવેશ ૧ લો

### મંદિર

**ગુણવતી**

માનો મેં શો અપરાધ કર્યો છે? જે ભિખારી, પેટનો ખાડો પૂરવા છોકરાં વેચે છે તેને તું છોકરાં આપે છે; જે પાખિષ્ઠા, લોક-લાજના ભયથી સંતાનનો વધ કરે છે તેના ગર્ભમાં તું લાચાર જીવને મોકલે છે. હું મહારાણી, સોનાના પલંગ ઉપર બેઠી, સેંકડો દાસ-દાસીઓની સેવા સ્વીકારતી, માત્ર એક બાળકનો સ્પર્શ અનુભવવાની અને મારા પોતાના પ્રાણમાં પ્રાણથી પણ અધિક એવા બીજા એક પ્રાણનો અનુભવ કરવાની લાલસા રાખું છું;—આ છાતી, આ મારા બે હાથ, આ ખોળો અને આ દૃષ્ટિ વડે એક નાના પ્રાણપંખી માટે જીવતો માળો બાંધવા ઇચ્છું છું. એક નવી આંખ દુનિયામાં પહેલ-વહેલાં મને જ જુએ અને મારા ખોળામાં શબ્દ વિનાનું અકારણ આનંદનું હાસ્ય ખીલી રહે એ દિવસ ક્યારે આવશે? કુમાર કાર્તિકેયની માતા! મને માતાના લહાવાથી કયા પાપને લીધે વંચિત રાખી?

[ રઘુપતિ પ્રવેશ કરે છે ]

પ્રભુ ! સદા માની પૂજા કરું છું. જાણી જોઈને કશોય દોષ કર્યો નથી. મારા સ્વામી મહાદેવ સમા પુણ્યની મૂર્તિ છે—તો મારામાં કયું પાપ જોઈને મહામાયાએ મને વંધ્યા રાખી ?

રઘુપતિ

માજીની લીલા કોણ સમજી શકે ? માજીની ઇચ્છાને કંઈ બંધન નથી. અને તેની ઇચ્છા ઉપર જ આપણાં સુઃખદુઃખનો આધાર છે. ધીરજ ધરો. આ વખતે તમારે નામે પૂજા કરીશ. માતાજી પ્રસન્ન થશે.

ગુણવતી

આ વર્ષે પૂજાના બલિના પશુઓ હું જાતે આપીશ. માનતા રાખું છું કે મા જો સંતાન દે તો દર વર્ષે તેમને એકસો પાડા અને ત્રણસો બકરા ચઢાવીશ.

રઘુપતિ

પૂજાનો સમય થયો.

[ બંને જાય છે ]

[ ગોવિંદમાણિક્ય, અપર્ણા અને જયસિંહનો પ્રવેશ ]

જયસિંહ

શી આજ્ઞા છે મહારાજ ?

ગોવિંદ

આ ગરીબ છોકરીના આંખની કીકી જેવા લવારાને માતાને ચડાવવા લઈ આવ્યા છો, એ ખરી વાત ? શું એ દાન દેવી પ્રસન્ન હસ્તે સ્વીકારશે ?

જયસિંહ

મહારાજ ! ભક્તો દેવીની પૂજાને માટે ક્યાં ક્યાંથી પશુ લાવે છે તેની ખબર અમે કેવી રીતે રાખીએ ? ( અપર્ણા તરફ જોઈ)

અરે ઓ ! તું રુએ છે શાને ? જેને વિશ્વમાતાએ પોતે સ્વીકાર્યું છે તેને માટે રડવું શોભે ખરું ?

અપર્ણા

વિશ્વમાતા વળી કોણ ? મારું બચ્ચું તેને ઓળશે પણ નહિ. એ નમાયું બચ્ચું પોતાની માને પણ ઓળખતું નથી. હું જરા મોડી આવું તો તે ઘાસ સુદ્ધાં ન ખાય, બેં બેં કરતું રસ્તા ભણી જોઈ રહે—તેને ખોળામાં લઈ હું તેની સાથે એક ભાણે જમું છું. હું જ તેની મા છું.

જયસિંહ

મહારાજ ! મારો પોતાનો પ્રાણ દીધે પણ જો તે બચે એમ હોત તો બચાવત. માએ તેને લીધું છે. હું હવે તેને શા રીતે પાછું લાવું ?

અપર્ણા

શું ? માએ તેને લીધું છે ? જુઠ્ઠી વાત. રાક્ષસીએ લીધું છે.

જયસિંહ

છી ! છી ! એવું બોલીશ મા.

અપર્ણા

મા ! તેં મુજ દરિદ્રનું ધન હરી લીધું છે ! રાજા જો ચોરી કરે તો કહે છે કે જગતનો રાજા બેઠો છે—પણ તું જ જો ચોરી કરે તો કોણ તારો ન્યાય તોળશે ? મહારાજ ! તમે તો કહો—

ગોવિંદ

બાપુ ! હું કહી શકું એમ નથી. આટલી વ્યથા શાને, આટલો રક્તપાત શાને તે મને કોણ સમજાવશે ?

અપર્ણા

આ પગથિયાં પર લોહીના ડાઘા દેખાય છે, એ શું મારા લાડકડાનું

જ લોહી છે? બાપુ! તેં મને કેટલીય બૂમો પાડી હશે! તારી આંખોએ ચારે દિશામાં મને કેટલીયે શોધી હશે! મારા પ્રાણ જ્યાં હતા ત્યાંથી કેમ દોડી ન આવ્યા?

જયસિંહ

(મૂર્તિ તરફ જોઈને) જીવનભર તારી પૂજા કરી તોયે તારી માયા ન સમજાઈ. માણસનો પ્રાણ કરુણાથી કકળી ઊઠે છે—છતાં વિશ્વજનનીના હૃદયમાં દયા વસતી નથી.

અપર્ણા

(જયસિંહને) તું તો કંઈ નિષ્ઠુર નથી—મારા દુઃખથી તારી આંખમાં તો આંસુ ઊભરાય છે. તો ચાલ તું. આ મંદિર છોડીને ચાલ. ક્ષમા કર મને. મેં તને નકામો દોષિત કર્યો.

જયસિંહ

(મૂર્તિને) હે ગિરિનંદિનિ! કરુણાભર્યે સ્વરે તારા મંદિરમાં આજે આ કયું નવું જ સંગીત ગાજી ઊઠયું અને ભક્તના હૃદયને અપૂર્વ વેદનાથી વ્યાકુળ કરી મૂકયું? (છોકરીને) બહેન! મંદિર છોડીને તે કયાં જાઉં? પગ મૂકવાનું ય ઠેકાણું કયાં છે?

ગોવિંદ

(જનાન્તિકે) જ્યાં પ્રેમ છે ત્યાં.

[ જાય છે ]

જયસિંહ

પ્રેમ છે કયાં? બહેન! તું મારી ઝૂંપડીમાં ચાલ. અતિથિને દેવી રૂપે પૂજવાનો આજે મેં નિશ્ચય કર્યો છે.

[ બંને જાય છે ]

## પ્રવેશ ૨ જો

### રાજસભા

[ સભાસદો, રાજા, રઘુપતિ અને નક્ષત્રરાયનો પ્રવેશ ]

બધા

( ઊભા થઈને ) મહારાજનો જય થાઓ !

રઘુપતિ

રાજાના ભંડારમાંથી બલિનાં પશુ લેવાને આવ્યો છું.

ગોવિંદ

મંદિરમાં જીવનો ભોગ ચડાવવાની આ વરસથી મના કરવામાં આવી છે.

નયનરાય

ભોગની મના !

મંત્રી

મના !

નક્ષત્રરાય

અરે ! ભોગની મના !

રઘુપતિ

શું હું આ સ્વપ્નમાં સાંભળું છું ?

ગોવિંદ

મહારાજ ! આ સ્વપ્ન નથી. આજ સુધી સ્વપ્નમાં હતો. આજે જ જાગ્યો. બાલિકાનું રૂપ લઈને સ્વયં માતાજી મને કહી ગયાં છે કે પ્રાણીઓનું લોહી હવે તેમનાથી નથી સહેવાતું !

રઘુપતિ

આટલા દિવસ સુધી કેવી રીતે સહેવાયું ત્યારે? હજારો વર્ષ થયાં લોહી પીતાં આવ્યાં છે—આજે આ અરુચિ ક્યાંથી?

ગોવિંદ

પીતાં જ ન હતાં. તમે જ્યારે લોહી વહેવરાવતા ત્યારે દેવી મોં ફેરવીને બેસતાં હતાં.

રઘુપતિ

મહારાજ! શું કરો છો તેનો સારી પેઠે વિચાર કરો! શાસ્ત્રવિધિ તમારે આધીન નથી.

ગોવિંદ

સૌ શાસ્ત્રો કરતાં દેવીની આજ્ઞા મોટી છે.

રઘુપતિ

એક તો ભ્રાંતિ અને તેમાં વળી અહંકાર! અરે મૂર્ખ માણસ! તેં જ માત્ર દેવીનો આદેશ સાંભળ્યો છે? શું મેં નહિ સાંભળ્યો હોય?

નક્ષત્રરાય

કેમ મંત્રી! તમે શું કહો છો? આ તો ભારે નવાઈની વાત! શું પુરોહિત મહારાજે નહિ સાંભળ્યો હોય?

ગોવિંદ

દેવીની આજ્ઞા તો સનાતન કાળથી જગતમાં ગાજી રહી છે. પણ જેને સાંભળવું જ નથી તે શાના સાંભળે?

રઘુપતિ

પાખંડી! નાસ્તિક!

ગોવિંદ

મહારાજ! વખત બગડે છે. મંદિરને કામે જાઓ. રસ્તે જતાં

જતાં લોકોને કહેતા જજો કે મારા ત્રિપુરા રાજ્યમાં માતાની પૂજાને બહાને જેઓ જીવહત્યા કરશે તેમને દેશપાર કરવામાં આવશે.

રઘુપતિ

શું આ જ નિર્ણય કર્યો ?

ગોવિંદ

હા, એ જ !

રઘુપતિ

(ઊઠીને) સત્યાનાશ જાઓ ! તારું સત્યાનાશ જાઓ !

ચાંદપાલ

(દોડી આવીને) હાં, હાં, સબૂર ! સબૂર !

ગોવિંદ

ચાંદપાલ, બેસી જાઓ. મહારાજ બોલ્યે જાઓ. મનની વ્યથા હળવી કરીને પછી કામે જજો.

રઘુપતિ

શું ત્રિપુર-ઈશ્વરી માતાને પણ તું ત્રિપુરાની તારી પ્રજામાં ગણે છે? તેમના પર પણ શું તારો કાયદો ચલાવશે? તેમનો ભોગ તું અટકાવશે? તારું એ ગજું નથી. માનો સેવક હું બેઠો છું!

[ જાય છે ]

નયનરાય

મહારાજ ! આ સેવકની ઉદ્ધતાઈ માફ કરજો. કયા અધિકારથી મહારાજ, માતાના ભોગ—

ચાંદપાલ

સેનાપતિ ! ચૂપ કરો.

મંત્રી

મહારાજ ! શું આપે છેવટનો જ નિર્ણય કર્યો છે ? શું હુકમ હવે પાછો ન જ ફરે ?

ગોવિંદ

મંત્રી, બહુ થયું. પાપનો નાશ કરવામાં વિલંબ ન હોય.

મંત્રી

પાપ આટલો કાળ ટકે ? સેંકડો, હજારો વર્ષથી જે પ્રાચીન રૂઢિ, દેવીને ચરણે ઘરડી થઈ ગઈ તે શું પાપ હોઈ શકે ?

[ રાજા નિરુત્તર રહીને વિચાર કરે છે ]

નક્ષત્રરાય

ખરું, મંત્રી ! એ તે વળી પાપ હોય !

મંત્રી

આપણા વડવાઓ ભક્તિભાવથી આ સનાતન પ્રથાનું પાલન કરતા આવ્યા છે. તેના અપમાનમાં તેઓનું અપમાન છે.

[ રાજા વિચાર કરે છે ]

નયનરાય

મહારાજ! વિચાર કરી જુઓ. યુગેયુગે જેને લાખોની ભક્તિથી સંમતિ મળી છે તેનો નાશ કરવાનો તમને અધિકાર છે ખરો ?

ગોવિંદ

( નિશ્વાસ નાખીને ) દલીલ રહેવા દો. જાઓ મંત્રી, ઢંઢેરો પિટાવી દો કે આજથી બલિદાન બંધ છે.

મંત્રી

આ શું થયું ?

નક્ષત્રરાય

હે મંત્રી! આ વળી શું થયું! સાંભળ્યું છે કે બૌદ્ધોના મંદિરમાં ભોગ ધરાવાતો નથી. ત્યારે શું હિંદુ ને બૌદ્ધોમાં ભેદ જ ન રહ્યો? કેમ ચાંદપાલ! તારું શું કહેવું છે? તું મૂંગો કેમ છે?

ચાંદપાલ

હું પામર જીવ છું, બીરુ છું. બુદ્ધિ પણ જરા ઓછી. એટલે સમજ્યા વિના રાજાની આજ્ઞા પાળું છું.

## પ્રવેશ ૩ જો

મંદિર

[ રઘુપતિ પ્રવેશ કરે છે. પાછળથી જયસિંહ આવે છે ]

જયસિંહ

( પગ ધોવાનું પાણી વગેરે સામે મૂકીને ) ગુરુદેવ!

રઘુપતિ

જા! જા!

જયસિંહ

પાણી લાવ્યો છું.

રઘુપતિ

છો રહ્યું, મૂકી જા.

જયસિંહ

વસ્ત્ર!

રઘુપતિ

વસ્ત્ર કોણે માગ્યું ?

જયસિંહ

શું કંઈ દોષ થયો છે ?

રઘુપતિ

જો પાછો ! કોણે કહ્યું કે દોષ થયો છે ?

હળાહળ કળયુગ બેઠો છે. બાહુબળ, રાહુની માફક બ્રહ્મતેજને ગળી જવા માગે છે. સિંહાસન યજ્ઞવેદિ સામે પોતાનું માથું ઊંચુ કરે છે. હાય ! હાય ! કળિકાળના દેવતાઓ ! તમે પણ મીઠાબોલા સભાસદોની માફક નીચી મૂંડીએ રાજાનો હુકમ માથે ચઢાવો છો ? ચતુર્ભુજા ! તું ય શું ચારે હાથ જોડીને ઊભી છે ? દૈત્યોએ શું વૈકુંઠ ફરીથી જીતી લીધું ? શું દેવો બધા રસાતળમાં ગયા છે ? શું માત્ર દાનવો અને માનવો જ તુંડાઈથી વિશ્વનું રાજ્ય ભોગવી રહ્યા છે ? દેવતા ન હોય તો ભલે, બ્રાહ્મણ હજુ બેઠા છે. બ્રાહ્મણના રોષયજ્ઞમાં રાજદંડ અને રાજસિંહાસન હોમાઈ જશે. ( જયસિંહની પાસે જઈ સ્નેહપૂર્વક ) વત્સ ! આજ તારા પ્રત્યે કઠોર થઈ જવાયું. ચિત્ત બહુ જ ખળભળી ઊઠ્યું છે.

જયસિંહ

શું થયું છે, પ્રભુ ?

રઘુપતિ

શું થયું છે ? જા. જઈને અપમાનિત માતાજીને પૂછ. આ મોઢે તો કહેવાય એમ નથી.

જયસિંહ

કોણે કર્યું અપમાન ?

રઘુપતિ

ગોવિંદમાણિક્યે.

જયસિંહ

ગોવિંદમાણિક્યે ? કોનું ?

રઘુપતિ

કોનું ? તારું, મારું, સર્વ શાસ્ત્રોનું, સર્વ દેશનું, સર્વ કાળનું, સર્વ દેશકાળઅધિષ્ઠાત્રી મહાકાળીનું.—ક્ષુદ્ર સિંહાસન પર બેસીને બધાંનું અપમાન કર્યું !

જયસિંહ

ગોવિંદમાણુક્યે ?

રઘુપતિ

હા, ભાઈ હા ! તારા રાજા ગોવિંદમાણિક્યે ! તારા સર્વશ્રેષ્ઠે—તારા પ્રાણના અધીશ્વરે ! કૃતઘ્ની ! બાળપણથી તને આટઆટલાં જતન કરી ઉછેર્યો અને આજે તને મારા કરતાંયે ગોવિંદમાણિક્ય વહાલો થયો ?

જયસિંહ

પ્રભુ ! પિતાને ખોળે બેઠેલો બાળક પણ પૂર્ણચંદ્રને મેળવવા માટે પોતાના નાનકડા હાથ આકાશ તરફ લંબાવે છે. દેવ ! આપ તો મારા પિતા છો—અને પૂર્ણચંદ્ર તે મહારાજ ગોવિંદમાણિક્ય. પણ આ હું શું લવું છું ? મેં શું સાંભળ્યું ? રાજાએ માતાના ભોગ બંધ કરાવ્યા ? કોણ માનશે આ હુકમ !

રઘુપતિ

ન માને તો દેશપાર.

જયસિંહ

જ્યાં મા અપૂજ રહેતાં હોય ત્યાંથી દેશપાર થવું એ શિક્ષા નથી. જ્યાં સુધી આ દેહમાં પ્રાણ છે ત્યાં સુધી માજીની પૂજા અધૂરી નહિ રહે.

## પ્રવેશ ૪ થો

### અંતઃપુર

[ ગુણવતી અને દાસી ]

રાણી

શું ? મંદિરને બારણેથી રાણીનો પૂજાનો બલિ પાછો મોકલ્યો ? એવો દશ માથાનો કોણ છે ? કોણ મોત માગે છે ?

દાસી

કહેતાં જીભ નથી ઊપડતી.

રાણી

જીભ નથી ઊપડતી ! બોલતાં જીભમાં કાંટા નથી ભોંકાતા ? મારાં કરતાંય મોટું કોણ ?

દાસી

ક્ષમા કરો.

રાણી

કાલ સાંજ સુધી તો હું રાણી હતી; કાલે સાંજે બંદિજનો સ્તુતિ કરી ગયા, વિપ્રો આશીર્વાદ દઈ ગયા, નોકરો હાથ જોડીને આજ્ઞા લઈ ગયા; શું એક રાતમાં બધું પલટી ગયું ? શું દેવીને પૂજા ન મળી ? શું રાણીનો મહિમા ધૂળમાં રગદોળાયો ? ત્રિપુરા શું સ્વપ્ન રાજ્ય હતું ? પુરોહિત મહારાજને જલદી બોલાવી લાવ.

[ દાસી જાય છે ]

[ ગોવિંદ માણિક્યનો પ્રવેશ ]

રાણી

મહારાજ, સાંભળો છે કે ?—માજીને મંદિરેથી મારો પૂજાનો બાલ પાછો કાઢ્યો.

ગોવિંદ

ખબર છે.

રાણી

ખબર છે? અને છતાં મના ન કરી? જાણીજોઈને મહારાણીનું અપમાન થવા દીધું!

ગોવિંદ

પ્રિયે! તેને ક્ષમા કરો.

રાણી

મહારાજ! આપ દયાળુ છો તે ખરું, પણ આ કંઈ દયા નથી, નરી કાયરતા છે. આપ દયાથી દુર્બળ થઈ ગયા છો. જો પોતાને હાથે શિક્ષા કરી શકો એમ ન હો તો હું કરીશ. મને કહો કે એ અપરાધી કોણ છે?

ગોવિંદ

દેવી, હું પોતે! અપરાધ બીજો કાંઈ નથી, તને દુભવી એ જ માત્ર અપરાધ.

રાણી

મહારાજ! શું બોલો છો?

ગોવિંદ

આજથી મારા ત્રિપુરા રાજ્યમાં માતાને નામે જીવહિંસાની બંધી કરવામાં આવી છે.

રાણી

કોણે કહ્યું?

ગોવિંદ

માતાએ.

રાણી

સાંભળ્યું કોણે ?

ગોવિંદ

મેં.

રાણી

તમે ! મહારાજ, સાંભળીને હસવું આવે છે. જગદીશ્વરી રાજ-દરબારમાં અરજ ગુજારવા આવ્યાં ?

ગોવિંદ

મહારાણી, આ હસવાની વાત નથી. માતાજીએ જાતે આવીને સંતાનના પ્રાણને પોતાનું દુઃખ જણાવ્યું છે. એ કાંઈ અરજ નથી.

રાણી

મહારાજ, બસ કરો. મંદિરની બહાર તમારું રાજ્ય જ્યાં તમારી આણ ચાલે નહિ ત્યાં આણ વર્તાવવાનું રહેવા દો.

ગોવિંદ

પણ આતો માતાજીની આણ છે; મારી નથી !

રાણી

કેમ જાણ્યું ?

ગોવિંદ

નાનકડો દીવો ખૂણે પડયો પડયો આખા ઘરનો અંધકાર દૂર કરી શકે છે, પણ કેમે કર્યો પોતાની છાયાને દૂર કરી શકતો નથી. માણસની બુદ્ધિ પણ દીવા જેવી છે. જેટલો પ્રકાશ આપે છે તેટલી જ સંશયની છાયા પણ રહેવા દે છે. પણ સ્વર્ગમાંથી જ્યારે જ્ઞાન ઊતરે છે ત્યારે પલકમાં સંશય નાશ પામે છે. મારા હૃદયમાં હવે સંશય રહ્યો નથી.

રાણી

મેં આપને મોંએ જ આપના પાપપુણ્યની વાત સાંભળી છે.

તમારો અસંશય તમને મુબારક. મારું બારણું ન રોકશો. મને મારો પૂજાનો બલિ માતા પાસે લઈ જવા દો.

ગોવિંદ

દેવી ! માતાજીની આણ હું ઉથાપી શકતો નથી.

રાણી

હું પણ ઉથાપી શકતી નથી. મેં માતાને વચન આપ્યું છે. તે પ્રમાણે યથાશાસ્ત્ર, યથાવિધિ તેમની પૂજા કરીશ. જાઓ. તમે જાઓ.

ગોવિંદ

મહારાણીની જેવી આજ્ઞા.

[ જાય છે ]

[ રઘુપતિનો પ્રવેશ ]

રાણી

મહારાજ, મંદિરેથી મારી પૂજા પાછી ઠેલી.

રઘુપતિ

મહારાણી ! એ તો માતાની પૂજા પાછી ઠેલી છે, તમારી નહિ. કંગાળ ભિખારીની ભીખી આણેલી પૂજા સુદ્ધાં હે મહારાણી ! તમારી પૂજા કરતાં તલભાર પણ કમ નથી. પણ એ જ મોટું કમભાગ્ય છે કે માજીની પૂજા પાછી ગઈ ! એ જ મોટું કમનસીબ છે કે રાજ્યદર્પે ફુલાતો ફુલાતો પૃથ્વીના રાજ્યની સીમા ઓળંગી જાય છે, અને દેવમંદિરનું દ્વાર રોકીને બેઠો છે—અને માજીના ભક્તો તરફ ડોળા કાઢી રહ્યો છે !

રાણી

મહારાજ ! શું થશે ?

રઘુપતિ

માતાજી જાણે. હું તો એટલું જાણું કે જે સિંહાસનની છાયા માજીના ઉંબર આડી પડી છે તે ઢોંગનું ઢોલ પાણીના પરપોટાની જેમ ફૂંકની સાથે ફાટી જશે. યુગયુગથી મહારાજના વડવાઓએ જે રાજમહિમાને ઊંચો આકાશવેધી કર્યો છે તે ક્ષણવારમાં વજ્રાઘાતે બળીને ધૂળ ભેગો મળી જશે.

રાણી

પ્રભુ ! બચાવો, બચાવો !

રઘુપતિ

( હસીને ) હું તને બચાવવાનો ? જે પ્રબળ રાજા સ્વર્ગ-મર્ત્યમાં પોતાની આણ વર્તાવે છે તેની તું રાણી છે ! દેવ બ્રાહ્મણને જેઓ—ધિક્કાર છે એ બ્રાહ્મણોને પણ—લાખો કરોડો વાર ધિક્કાર છે !—આ કળિકાળના બ્રાહ્મણોને ધિક્કાર છે ! ક્યાં ગયા એ બ્રાહ્મણોના શાપ ? પાંગળું બ્રહ્મતેજ ઘવાયલા વીંછીની માફક હૃદયમાં રહ્યું રહ્યું માત્ર પોતાને જ ડંખી રહ્યું છે, તો પછી બ્રાહ્મણત્વનો આડંબર કરવાથી શું ?

[ જનોઈ તોડવા તૈયાર થાય છે ]

રાણી

મહારાજ ! મહારાજ ! આ શું કરો છો ? રહેવા દો, રહેવા દો. આ નિર્દોષ ઉપર દયા કરો.

રઘુપતિ

તો બ્રાહ્મણોની સત્તા પાછી આપો.

રાણી

આપીશ. જાઓ મહારાજ, મંદિરમાં જઈને પૂજા કરો. પૂજામાં હવે વિઘ્ન નહિ આવે.

રઘુપતિ

રાજેશ્વરીની જેવી આજ્ઞા. આપની આજ્ઞાથી માતાજી પણ કૃતાર્થ થયાં અને બ્રાહ્મણ ફરીથી બ્રહ્મતેજ પામ્યો. તમ લોકોને ધન્ય છે: કલ્કિ અવતાર ન પ્રગટે ત્યાં સુધી!

[ જાય છે ]

[ ગોવિંદમાણિક્યનો ફરી પ્રવેશ ]

ગોવિંદ

પ્રિયજનનું ખિન્ન વદન જોતાં વિશ્વનાં બધાં સુખ અને આનંદ ઝાંખાં પડી જાય છે. અધીરે અને ઊંચે મને વારે વારે પાછો આવું છું.

રાણી

જાઓ, જાઓ, આ ઘરમાં આવશો નહિ. અહીં અભિશાપ ન લાવશો.

ગોવિંદ

પ્રિયતમે! પ્રેમ અભિશાપનો નાશ કરે છે. દયા અકલ્યાણને દૂર કરે છે. સતીના હૃદયમાંથી પ્રેમ જાય એટલે પતિના ગૃહ ઉપર અભિશાપ જ ઊતરે. રજા લઉં છું ત્યારે, દેવી!

રાણી

જાઓ! ફરી મોં દેખાડશો નહિ.

ગોવિંદ

જ્યારે યાદ કરશો ત્યારે ફરી આવીશ.

[ જવા માંડે છે ]

રાણી

(પગે પડીને) ક્ષમા કરો, ક્ષમા કરો, નાથ! શું આપ એટલા

બધા નિષ્ઠુર થયા છે। કે રમણીના અભિમાનને ઠેસે મારી ચાલી જશો ? પ્રિયતમ ! તમે શું એટલુંય જાણુતા નથી કે નિષ્ફળ પ્રેમ રોષનો વેશ ધારણુ કરીને આવે છે ? હશે, મારા અભિમાનથી મેં પોતાનું જ અપમાન કર્યું છે. ક્ષમા કરો.

ગોવિંદ

પ્રિયતમે ! તારા ઉપરની શ્રદ્ધા તૂટી હોત તો તે જ ક્ષણે મારો જીવનતંતુ તૂટયો હોત. પ્રિયે ! હુંયે જાણું છું કે વાદળની ઘટા ઘડી બે ઘડીની જ હોય છે. સદાકાળ તો સૂર્ય જ તપે.

રાણી

ખરું છે, મહારાજ ! એ મેઘની ઘટા ઘડી બે ઘડીમાં વિખરાઈ જશે. વિધિનું ઉગામેલું વજ્ર પાછું જશે અને સનાતન પ્રથાને જગતમાં જગાડતો સનાતન સૂર્ય પાછો ઊગશે. સૌ લોકો અભયવર પામશે અને આ બે ઘડીનું વિકટ સ્વપ્ન ભુલાઈ જશે. એવી જ આજ્ઞા કરો. બ્રાહ્મણ પોતાનો અધિકાર અને માતા પોતાની પૂજા ફરી પામો અને રાજદંડ પોતાના અપ્રમત્ત મર્ત્ય અધિકારમાં પાછો જાઓ.

ગોવિંદ

ધર્મહાનિ એ બ્રાહ્મણોનો અધિકાર નથી. અસહાય જીવોની હિંસા એ માજીની પૂજા નથી. દેવતાની આજ્ઞા પાલન કરવાનો અધિકાર રાજાને અને વિપ્રને બધાયને છે.

રાણી

ભિક્ષા માગું છું; ભિક્ષા ! પ્રભુ, આટલી એક વિનંતિ તો સ્વીકારો. સનાતન પ્રથા એ સનાતન કાળથી વહેતા વાયુની માફક સ્વતંત્ર છે. એ કંઈ રાજાની મિલકત નથી. બધી પ્રજાની વતી તમારી મહારાણી તમારી પાસે તેની ભિક્ષા માગે છે. પ્રેમની આણુ તો માનો પ્રિયતમ ! પ્રેમના આકર્ષણને લીધે કર્તવ્યમાં રહેલી ત્રૂટિને વિધાતા પણ માફ કરશે.

ગોવિંદ

મહારાણી, આ તમને શોભે? નીચ સ્વાર્થ, નિષ્ઠુર સત્તામદ, અંધ અજ્ઞાનતા અને લાંબા કાળથી લોહી પી પીને માતેલી રૂઢિ જેવા હજારો શત્રુઓની સાથે એકલે હાથે યુદ્ધ કરી થાકયો પાકયો અમૃતની આશાએ રાણીની પાસે આવું છું. ત્યાં પણ દયાનું અમૃત ન મળે? ઘરમાં વહેતા પવિત્ર પ્રેમમાં પણ રક્તધારા ભળી ગઈ છે? કયા દૈત્યે આટઆટલાં લોહીનાં વહેણ વહેવડાવ્યાં છે? ભક્તિમાં અને પ્રેમમાં પણ રક્ત ભળ્યું છે. ક્રૂર હિંસા, દયામયી રમણીના પ્રાણ ઉપર પણ લોહીની છાપ મારી જાય છે! શું તોયે મારે એ રક્ત-ધારાને અટકાવવી નહિ?

રાણી

( મોં ઢાંકીને ) જાઓ, જાઓ તમે.

ગોવિંદ

હાય મહારાણી! તમે સ્ત્રીઓ પણ જો મોં ફેરવો તો તો કર્તવ્ય પાલન મુશ્કેલ થઈ પડે.

[ જાય છે ]

રાણી

( રડી પડીને ) ઓ રે અભાગિની! આટલા દિવસ સુધી તું કેવા ભ્રમમાં હતી! જરા સંશય સરખોય ન હતો, કે આજે આટ-આટલા કાલાવાલા, વિનંતિ અને અભિમાન નિષ્ફળ જશે. ધિક્, કયા સૌભાગ્યથી પુત્ર વિનાની સ્ત્રી પોતાના પતિ આગળ અભિમાન કરે? બળ્યું તારું અભિમાન! બળ્યું તારું નસીબ! બળ્યો આ મહારાણીનો ગર્વ! હવે પ્રેમની રમતો અને લાડનાં રોવાં ન હોય. હવે હું મારી સ્થિતિ સમજી છું. કાં તો નીચી મૂંડીએ ધૂળમાં રગ-દોળાવું, નહિ તો પોતાના તેજથી નાગિણીની માફક ફેણ માંડવી.

## પ્રવેશ ૫ મો

### મંદિર

[ લોકોનું ટોળું પ્રવેશ કરે છે ]

### નેપાલ

ક્યાં છે અલ્યા, તમારાં ત્રણસો બકરાં અને સો પાડા? અહીં તો ધલોડીની તૂટેલી પૂંછડી સરખીય જોવામાં આવતી નથી. તમારાં ઢોલ શરણાઈયે કયાં ગયાં? બધું કેમ આમ ખાવા ધાય છે! પૈસા ખરચીને મેળો જોવા દોડ્યો ને ગાંડનાથ ખોયા.

### ગણેશ

જો હવે! મંદિર સામે ઊભો રહીને આવું બોલતો નહિ. માજીને આ વખતે ભોગ મળ્યો નથી, એટલે ઊઠી ઊઠીને તમારામાંથી જ એકએકને આરોગવા માંડશે.

### હારુ

કેમ રે! ગયે વર્ષે બચ્ચાઓ તમે કયાં મૂઆ હતા? અને પેલે વર્ષે, જ્યારે વ્રત ઊજવીને રાણીજીએ પૂજા કરી હતી ત્યારે શું તમારા પગમાં કાંટા ભાંગ્યા હતા? તે વખતે આવવું'તું ને? લોહીથી ગોમતી પણ આમ લાલ થઈ ગઈ હતી! તમારા જેવા કાળમુખાઓ આ વખતે ટળ્યા એટલે માજીનો ભોગ સુદ્ધાં બંધ થઈ ગયો. તમારામાંથી એકાદને પકડીને માને ધરાવું તો જીવને ટાઢક વળે.

### કાનુ

અરે ભાઈ, નકામો ગુસ્સે થાય છે! અમારે કયાં કંઈ બોલાય એવું રહ્યું છે? નહિ તો વળી ઊભા ઊભા આ સાંભળીએય ખરા કે?

હારુ

ભાઈ, તું કહે છે તે પણ ખરું છે. હું જરા જરામાં જ ચીડાઈ જાઉં છું. તે દિવસે પેલો બાપ સુધી ગયો હતો. પણ તેથી જરા જો આગળ ગયો હોત, અથવા મને આંગળી સરખી અડાડી હોત, તો માજીના સમ, હું એને—

નેપાલ

તો આવને, જોઈએ તો ખરા, કોનામાં કેટલું જોર છે.

હારુ

તો આવને! ખબર છે, અહીંનો ફોજદાર મારો મસિયાઈ ભાઈ થાય છે?

નેપાલ

તો લઈ આવ. તારા મામાનેય લઈ આવ. તેનાય રામ રમાડી દઉં.

હારુ

તમે બધા સાક્ષી છો, હં!

ગણેશ–કાનુ

રહેવા દે હવે. ઘેર ચાલ. આજે કશું જ ગમતું નથી. રહેવા દો, તમારો તમાશો.

હારુ

શું આ તમાશો? મારા મામાને નામે તમાશો? ફોજદાર સાહેબના બાપને નામે—

ગણેશ–કાનુ

હવે બંધ કર. અને તારા બાપને લઈને તું જાતે જ મર!

[ જાય છે ]

[ રઘુપતિ, નયનરાય અને જયસિંહનો પ્રવેશ ]

રઘુપતિ

માજીની ઉપર શું તને ભક્તિ નથી?

નયનરાય

એવું કહેવાની કોની હિંમત છે? ભક્ત વંશમાં હું જન્મ્યો છું!

રઘુપતિ

સાધુ! સાધુ! તો તો તું માનો સેવક છે. અમારો જ માણસ.

નયનરાય

પ્રભુ! માજીના ભક્તોનો હું તો દાસ છું.

રઘુપતિ

સાધુ! તારી ભક્તિ અક્ષય થાઓ. તારા બાહુમાં ભક્તિ દુર્જય શક્તિનો સંચાર કરો, તારી તરવારને ભક્તિ ધારવાળી કરો. વજ્ર જેવું તેનું તેજ થાઓ. તારા હૃદયમાં અધિકાર માન વગેરે સૌથી ભક્તિ સદા ઊંચે સ્થાને વાસો વસો.

નયનરાય

બ્રાહ્મણનો આશીર્વાદ વ્યર્થ નહિ જાય.

રઘુપતિ

તો સેનાપતિ, સાંભળ. તારી બધી સેના માજીને માટે એકઠી કર. અને માજીના દ્રોહીઓનો નાશ કર.

નયનરાય

જેવી પ્રભુની આજ્ઞા. કોણ છે માનો શત્રુ?

રઘુપતિ

ગોવિંદમાણિક્ય.

નયનરાય

આપણા મહારાજ ?

રઘુપતિ

તારું સૈન્ય લઈને તેના પર હુમલો કર.

નયનરાય

ધિક્કાર છે આ દુષ્ટ સલાહને ! પ્રભુ મારી આ તે કેવી પરીક્ષા ?

રઘુપતિ

પરીક્ષા જ છે તો ! તું કોનો સેવક છે તેની આ ઘડી પરીક્ષા છે. ચિંતા છોડી દે. દ્વિધા છોડી દે. હવે વખત નથી. ત્રિપુરેશ્વરીની આજ્ઞા પ્રલયના શંખની માફક ગાજી રહી છે. આજે બધાંય બંધનો તૂટી ગયાં છે.

નયનરાય

ચિંતાય નથી, દ્વિધાય નથી. દેવીએ જે પદે મને રાખ્યો છે ત્યાં જ હું અટલ થઈને રહ્યો છું !

રઘુપતિ

સાધુ !

નયનરાય

માજીના સેવકોમાં હું આટલો બધો અધમ છું છતાં મને માજીની આવી આજ્ઞા ! શું હું વિશ્વાસઘાતક થઈશ ? હૃદયના વિશ્વાસ પર તો વિશ્વમાતા પોતે ઊભાં છે. એ જ એમનું અટલ આસન છે. શું દેવી પોતાને મુખે જ તે ભાંગી નાખવાને કહેશે ? તો તો પછી આજે રાજા જશે, કાલે દેવી જશે અને ભીંત ભાંગ્યા ઘરની માફક મનુષ્યત્વ પણ પડી ભાંગશે.

જયસિંહ

ધન્ય, સેનાપતિ ધન્ય !

રઘુપાત

તને ધન્ય છે, પણ આ તે તારી કેવી ભ્રાંતિ! જે રાજા માજીની પ્રતિ વિશ્વાસઘાત કરે છે તેની સાથે વળી વિશ્વાસનું બંધન કેવું?

નયનરાય

વૃથા તર્ક કરવાથી શું વળવાનું છે? બુદ્ધિની આંટીઘૂંટીમાં હું નથી પડવા માગતો. હું માત્ર એક જ માર્ગ જાણું છું અને તે વિશ્વાસનો. તે સીધે માર્ગે જ આ મૂર્ખ, અધમ નોકર નયનરાય તો ચાલશે.

[ જાય છે ]

જયસિંહ

ચિંતા શા માટે કરો છો, દેવ? એવી જ રીતે વિશ્વાસને જોરે અમો પણ કામ કરીશું. પ્રભુ, ભય કોનો છે? લશ્કરનું શું કામ છે? અને શસ્ત્રોની શી જરૂર છે? જેના ઉપર જે કામનો ભાર છે તે કરવાની શક્તિ પણ તેનામાં રહેલી જ છે. જો અમો માના સાચા સેવક હોઈશું તો માની પૂજા કરીશું જ કરીશું. ચાલો પ્રભુ. ચાલો! માજીના ડંકા વગાડી શહેરના લોકોને બોલાવી લાવીએ. મંદિરનાં બારણાં ખોલી નાખીએ—આવો! અરે નગરવાસીઓ, આવો! માજીની પૂજા થાય છે. નિર્ભય થઈને તમે આવો.

[ જાય છે ]

[ પુરવાસીઓનો પ્રવેશ ]

અક્રૂર

અલ્યા! આવો! આવો!

બધા

માતાજીની જય!

હારુ

આવોને! માની સામે હાથ ઉછાળીને નાચ કરીએ.

આવા રંગો શીખી તું ક્યાંથી મુંડમાલિની!
તારું નૃત્ય દેખી ચિત્ત કાંપે ચમકે ધરણી!
શાંત હો મા, શાંતિ દે મા, સંતાનો વિનવે,
રાતાં નયન દેખી નયન કાંપે. ઓ મા ત્રિનયની!

[ ગાતા ગાતા સહુ નાચે છે ]

બધા

માતાજીની જય!

ગણેશ

હવે ભો નથી!

કાનુ

અલ્યા! પેલા દક્ષિણવાળા ક્યાં ગયા?

ગણેશ

માજીનું ઐશ્વર્ય બેટાઓને રુચ્યું નહિ. ભાગ્યા.

હારુ

માત્ર માજીનું ઐશ્વર્ય જ નહિ. એ તો મેં પણ એમને એવા ધમકાવ્યા હતા કે આ તરફ ફરી નજર જ નહિ કરે. સમજ્યાને, અક્રૂર દાદા! મારા મસિયાઈ ભાઈ ફોજદાર છે તેનું નામ લેતાં વેંત જ તેઓનું મોઢું લેવાઈ ગયું.

અક્રૂર

અમારા નિતાઈએ તે દિવસે તે લોકોને ખૂબ અચ્છી સુણાવી હતી. પેલો છછુંદરમુખો મારો બેટો ધસીને ઉત્તર દેવા આવ્યો હતો, પણ અમારા નિતાઈએ કહ્યું: 'અલ્યા રહો છો તો દક્ષિણમાં અને વળી મોટા ઉત્તર દેવા આવ્યા છો. ઉત્તરનું પૂંછડું ય જોયું છે?' અમે તો આ સાંભળીને હસી હસીને ગંછળું વળી ગયા.

ગણેશ

તે બચારાથી નિતાઈની સાથે વાદમાં પહોંચી શકાય તેમ જ ન હતું.

હારુ

નિતાઈ તો મારો ફુઓ થાય.

કાનુ

લ્યો, સાંભળો! વળી નિતાઈ તારો ફુઓ ક્યારનો?

હારુ

અરે, તમે લોકોએ મને શબ્દે શબ્દે પકડવો શરૂ કર્યો છે. વારુ ભાઈ, ફુઓ નહિ તો નહિ! પણ એમાં તારા હાથમાં શું આવ્યું? મારો નહિ એટલે શું તારો ફુઓ થઈ ગયો?

[ રઘુપતિ અને જયસિંહનો પ્રવેશ ]

રઘુપતિ

કહે છે કે લશ્કર આવે છે. જયસિંહ, હથિયાર લઈને તું અહીં ઊભો રહે! તમે લોકો અહીં આવીને ઊભા રહો. મંદિરનું બારણું સાચવવું પડશે. હું તમને હથિયાર આણી આપું છું.

ગણેશ

હથિયારનું વળી શું કામ છે, મહારાજ?

રઘુપતિ

માજીની પૂજા બંધ કરાવવાને રાજાનું લશ્કર આવે છે.

હારુ

લશ્કર આવે છે? મહારાજ, તો તો પગે લાગ્યા!

કાનુ

અરે, અમે મુઠ્ઠીભર માણસો લશ્કર સામે શું કરવાના હતા?

હારુ

અરે, કરી તો બધુંય શકીએ. પણ લશ્કર આવશે તો અહીં જગ્યા ક્યાં રહેશે? લડાઈની વાત તો પછી—અહીં ઊભા જ ક્યાં રહીશું?

અક્રૂર

હવે તમે ડહાપણ રહેવા દો. જોતા નથી, મહારાજ ગુસ્સાથી ધ્રૂજી રહ્યા છે તે? મહારાજ! આપ જો રજા આપો તો અમારાં બધાં માણસોને બોલાવીને હમણાં આવીએ.

હારુ

એ ઠીક છે. હું મારા મસિયાઈ ભાઈને પણ અત્તર ઘડી બોલાવી લાવું. હવે જરા પણ વિલંબ કરવો ન જોઈએ.

[બધા જવા માંડે છે]

રઘુપતિ

(ગુસ્સાથી) એ ઊભા રહો!

જયસિંહ

(હાથ જોડીને) પ્રભુ, જવા દો. મોતના ભયથી એમની બુદ્ધિ પણ ભાગી ગઈ છે. પહેલેથી જ મરી રહેલા છે. માજીનો સૈનિક તો હું ઊભો છું. મારા એક દેહમાં હજારો યોદ્ધાનું બળ છે. હથિયારને પડી રહેવા દો. આ બાયલાઓને જવા દો.

રઘુપતિ

(સ્વગત) તે કાળ તો ગયો! હથિયાર તો જોઈએ જ. માત્ર ભક્તિ બસ નથી. (પ્રગટ) જયસિંહ! તો લાવ ભોગ, પૂજા કરું.

[બહાર વાજાં વાગે છે]

જયસિંહ

મહારાજ! આ તો લશ્કર નથી. રાણીની પૂજા આવી છે.

[રાણીના સેવકો અને પુરવાસીઓનો પ્રવેશ]

બધા

અલ્યા, બીઓ છો શાને? લશ્કર ક્યાં છે? આ તો માજીની પૂજા આવે છે!

હારુ

આપણે અહીંયાં છીએ એવી ખબર મળી છે એટલે લશ્કર આ તરફ આવવા જ કરતું નથી.

કાનુ

મહારાજ ! રાણીજીએ પૂજા મોકલી છે.

રઘુપતિ

જયસિંહ! જલદીથી પૂજાની તૈયારી કર.

[ જયસિંહ જાય છે: પુરવાસીનું નૃત્યગીત: ગોવિંદમાણિક્યનો પ્રવેશ ]

ગોવિંદ

ચાલ્યા જાઓ અહીંથી—લઈ જાઓ આ ભોગ ! રઘુપતિ, મારો હુકમ સાંભળ્યો નથી ?

રઘુપતિ

ના.

ગોવિંદ

તો તમે આ રાજ્યમાં નહિ વસતા હો ?

રઘુપતિ

ના; નહિ જ. હું જ્યાં છું ત્યાં આવતાં જ રાજાના હાથમાંથી રાજદંડ ખસી પડે છે અને મુકૂટ ધૂળમાં રગદોળાય છે. કોણ છે ? લાવ માનો ભોગ.

[ વાજાં વાગે છે ]

ગોવિંદ

ચૂપ !

( સેવકને ) સેનાપતિ ક્યાં છે ? બોલાવી લાવ. હાય રઘુપતિ, આખરે સૈન્યથી ધર્મને ઘેરવો પડ્યો. સિપાઈઓને બોલાવતાંય શરમ આવે છે. બાહુબળ માત્ર દુર્બળતાની જ યાદ આપે છે !

### રઘુપતિ

નાસ્તિક! શું તું ખરેખર જ એમ માની બેઠો છે કે આ કળિયુગમાં બ્રહ્મતેજ ચાલ્યું ગયું છે? તેથી શું તું આટલી હિંમત કરે છે? પણ એ ગયું નથી. જે અગ્નિ અંતરમાં ભડભડ બળી રહ્યો તે તારા સિંહાસનને પણ જરૂર લાગશે. નહિ તો એ અંતરના અગ્નિથી સહુ શાસ્ત્રોને, બ્રહ્મવર્ગને અને બધાંય તેત્રીસકોટિ પૂતળાંઓને બાળીને ભસ્મ કરીશ. આજ તો નહિ પણ મહારાજાધિરાજ, કોઈ વખત આ દિવસનેય સંભારજો.

[નયનરાય અને ચાંદપાલનો પ્રવેશ]

### ગોવિંદ

(નયનને) જીવોના ભોગની મના કરવાને લશ્કર લઈને અહીંયાં રહેજો.

### નયનરાય

આ દીન દાસને ક્ષમા કરો. દેવના મંદિરમાં રાજસેવક નિરુપાય છે. જ્યાં સુધી રાજાનો પ્રતાપ જઈ શકે છે ત્યાં સુધી જ અમો છાયાની માફક સાથે જઈએ.

### ચાંદપાલ

સેનાપતિ, બસ કરો. દીવાની જ્યોત તો એક જ સ્થાને રહે છે, પણ તેનો પ્રકાશ દૂર દૂર જાય છે. જ્યાં જ્યાં રાજાની ઇચ્છા જશે ત્યાં ત્યાં અમો પણ જઈશું.

### ગોવિંદ

સેનાપતિ, મારી આજ્ઞાનો વિચાર તમારે નથી કરવાનો. ધર્મ અધર્મ, લાભ ગેરલાભ, એ મારાં છે. તારા હાથમાં તો માત્ર કાર્ય જ છે.

નયનરાય

મન આ વાત માનતું નથી. મહારાજ! હું નોકર છું તો પણ માણસ છું. મારેય બુદ્ધિ છે, ધર્મ છે, પ્રભુ છે, દેવતા છે!

ગોવિંદ

તો મૂકી દે તારાં હથિયાર! ચાંદપાલ તું સેનાપતિ થયો. એ અધિકાર તને મળ્યા. સાવધાનીથી લશ્કર સાથે મંદિરનું રક્ષણ કરજે!

ચાંદપાલ

મહારાજની જેવી આજ્ઞા.

ગોવિંદ

નયન! તારાં અસ્ત્ર ચાંદપાલને આપ.

નયનરાય

ચાંદપાલને? કેમ મહારાજ? આ અસ્ત્ર તમારા વડવાઓએ મારા વડવાઓને આપ્યાં છે. પાછાં લેવાં હોય તો આપ લો. હે પિતૃઓ! સ્વર્ગમાંથી તમો સાક્ષી રહેજો. આટલા દિવસ સુધી અગ્નિ-હોત્રીના પવિત્ર અગ્નિની માફક જે રાજવિશ્વાસ પાળતો આવ્યો છું તે આજે—નિષ્કલંક માલીકને પાછો સોંપું છું.

ચાંદપાલ

ભાઈ! એક વાત કહેવી છે.

નયનરાય

ધિક્! ચૂપ કર! મહારાજ, રજા લઉં છું.

[ પ્રણામ કરીને જાય છે ]

ગોવિંદ

રાજકાજમાં ક્ષુદ્ર સ્નેહને સ્થાન નથી. તુચ્છ માનવની ઉપર દેવતા કેવાં મોટાં કામનો ભાર મૂકે છે?

રઘુપતિ

એવી રીતે જ બ્રહ્મશાપ ફળે છે. વિશ્વાસી હૃદયો ધીમે ધીમે ખસી જાય છે અને ઊભા રહેવાની ધરતી ભાંગી પડે છે.

[ જયસિંહનો પ્રવેશ ]

જયસિંહ

પૂજાની તૈયારી થઈ ગઈ છે. ભોગ તૈયાર છે.

ગોવિંદ

ભોગ કોને માટે ?

જયસિંહ

મહારાજ, આપ અહીંયાં ? તો એક વિનંતિ સાંભળો. પ્રભુ ! આપને ચરણે બંને હાથ જોડીને વિનંતિ કરું છું કે આપનો અભિમાનભર્યો હુકમ પાછો ખેંચી લો. માનવી થઈને દેવીની આડે ન આવો.

રઘુપતિ

ધિક્ ! જયસિંહ, ઊઠ, ઊભો થા ! તું કોને પગે પડે છે ? હું જેનો ગુરુ છું તેને તો સંસારમાં માત્ર આ ચરણો જ તીર્થસમાન છે. મૂઢ, મોં ફેરવ. ગુરુના પગ પકડીને ક્ષમા માગ. રજા લઈને દેવીની પૂજા કરીશું ?—કરાળ કાલિકા ! શું તારું આટલું બધું અધઃપતન થયું છે ? રહેવા દે આ પૂજા ! અને રહેવા દે આ ભોગ. હુંય જોઉં છું કે રાજાનો ગર્વ કેટલા દિવસ ટકે છે. ચાલ જયસિંહ !

[ બંને જાય છે ]

ગોવિંદ

આ સંસારમાં વિનય ક્યાં છે ? મહાદેવી ! તારે ચરણે જેઓ રહે છે તેમને પણ ખબર નથી કે તેઓ કેટલા ક્ષુદ્ર છે. તારો મહિમા ચોરી લઈને પોતાના શરીરે સજાવી તેઓ આટલો અહંકાર રાખે છે.

[ જાય છે ]

# અંક બીજો

## પ્રવેશ ૧ લો

### મંદિર

[ રઘુપતિ, જયસિંહ અને નક્ષત્રરાય ]

**નક્ષત્રરાય**

ગુરુદેવ ! મને શા માટે બોલાવ્યો છે ?

**રઘુપતિ**

કાલ રાત્રે દેવીએ સ્વપ્નમાં મને કહ્યું છે કે તું રાજા થનાર છે.

**નક્ષત્રરાય**

હું રાજા થઈશ ! હા–હા ! શું કહો છો, મહારાજ ! રાજા થઈશ ? આ તો વળી નવી જ વાત સાંભળી !

**રઘુપતિ**

તું રાજા થશે.

**નક્ષત્રરાય**

મને વિશ્વાસ આવતો નથી.

**રઘુપતિ**

દેવીનું સ્વપ્ન સાચું જ હોય. તારે કપાળે રાજતિલક થવાનું જ, એમાં સંદેહ નહિ.

નક્ષત્રરાય

સંદેહ તો ન જ હોય, પણ કદાચ ન મળે તો !

રઘુપતિ

મારી વાતમાં અવિશ્વાસ !

નક્ષત્રરાય

અવિશ્વાસ તો જરાય નથી. પણ, ન બને તો.

રઘુપતિ

એમાં કદી પણ ફેર ન પડે.

નક્ષત્રરાય

ફેર ન પડે ! જુઓ મહારાજ ! કહો છો તેમ થવું જોઈએ. રાજા થયો કે આ મંત્રીડાને ધકેલી કાઢીશ ! જ્યારે હોય ત્યારે મારા તરફ તાકી રહે છે—જાણે મારા બાપનો ય દાદો ન હોય ! એની મને બહુ બીક લાગે છે. સમજ્યાને મહારાજ ! તમને હું મંત્રી બનાવીશ.

રઘુપતિ

એવા મંત્રીપદને તો હું ઠેસે ઉરાડું છું.

નક્ષત્રરાય

વારુ ! તો જયસિંહ મંત્રી થશે. પણ મહારાજ ! તમે જો બધું જ જાણતા હો તો કહોને કે હું ક્યારે રાજા થઈશ !

રઘુપતિ

માજીને રાજરક્ત જોઈએ છે.

નક્ષત્રરાય

રાજરક્ત જોઈએ છે ?

રઘુપતિ

પહેલાં રાજરક્ત લાવે તો પછી રાજા થવાની વાત.

નક્ષત્રરાય

લાવવું ક્યાંથી ?

રઘુપતિ

ઘરમાં જ ગોવિંદમાણિક્ય છે. તેમનું જ લોહી જોઈએ.

નક્ષત્રરાય

તેમનું જ લોહી જોઈએ !

રઘુપતિ

સ્થિર બેસ જયસિંહ ! ચમકે છે શાનો ?—સમજ્યો ? તો સાંભળ. છૂપી રીતે તેને મારીને તેનું ઊનું ઊનું રાજલોહી દેવીને ચરણે ધરજે. જયસિંહ ! શાંત ન બેસાતું હોય તો બહાર ચાલ્યો જા. સમજ્યો, નક્ષત્રરાય. દેવીની આજ્ઞા છે કે રાજરક્ત જોઈએ જ. શ્રાવણની છેલ્લી રાતે. તમે બેય રાજકુળના છો. મોટાભાઈ જો બચી જશે તો પછી તારું લોહી ! મહાકાલી તરસ્યાં થયાં હોય ત્યારે વિચાર કરવાનો વખત ન હોય.

નક્ષત્રરાય

સત્યાનાશ ! મહારાજ, રાજપાટને શું કરવાં છે ? રાજરક્ત છો રાજદેહમાં રહેતું. હું છું એવો જ સુખમાં છું.

રઘુપતિ

એમ કંઈ તારો છુટકારો થાય તેમ નથી. રાજલોહી લાવવું જ પડશે !

નક્ષત્રરાય

બોલો, મહારાજ ! શું કરવું પડશે ?

રઘુપતિ

તૈયાર થઈ રહેજે. જ્યારે જે કહું તે વિના વિલંબે કરજે. અને જ્યાં સુધી કામ પાર ન પડે ત્યાં સુધી મોં બંધ રાખજે. હવે વિદાય થાઓ.

નક્ષત્રરાય

હે મા કાત્યાયની !

[ જાય છે ]

જયસિંહ

આ મેં શું સાંભળ્યું ? દયામયી ! આ તે શું કહેવાય ? તારી આજ્ઞા ? ભાઈને હાથે ભાઈની હત્યા ? વિશ્વજનની ! ગુરુદેવ ! આવી આજ્ઞાને તમે માજીની આજ્ઞા ઠરાવી ?

રઘુપતિ

ત્યારે બીજો કયો ઉપાય છે, બોલ ?

જયસિંહ

ઉપાય શાનો પ્રભુ ! હા ધિક્ ! માજી ! શું આપના હાથમાં ખડ્ગ નથી ? હે ચંડી ! શું તારા ક્રોધમાં વજ્રાગ્નિ નથી ? તારી ઇચ્છા ઉપાય શોધે છે, ચોરની માફક રસાતલગામી સુરંગ ખોદે છે ! આ તે કેવું પાપ !

રઘુપતિ

પાપપુણ્યમાં તું શું સમજે ?

જયસિંહ

આપની પાસે જ શીખ્યો છું.

રઘુપતિ

તો આવ વત્સ ! બીજો એક પાઠ શીખવું. પાપપુણ્ય જેવું કંઈ જ નથી. કોણ ભાઈ ને કોણ ભાડું ? કોણ પોતાનું ને કોણ પરાયું ? અને કોણ કહે છે કે હત્યા એ પાપ છે ? આ જગત એ જ એક મહાન કસાઈખાનું છે. જાણતો નથી કે ક્ષણે ક્ષણે લાખો અને કરોડો પ્રાણીઓ સદાને માટે આંખ મીંચી રહ્યાં છે ? એ કોની

લીલા છે? આ પૃથ્વીની ધૂળ પણ હિંસાથી ભરેલી છે, પગલે પગલે સેંકડો જીવજંતુઓ ચગદાય છે. તેઓ શું જીવ નથી? વૃદ્ધ મહાકાલ વિશ્વપત્ર ઉપર રક્તના અક્ષરથી જીવોનો ક્ષણિક ઇતિહાસ અવિશ્રામ લખી રહ્યો છે. અરણ્યમાં હત્યા, શહેરમાં હત્યા; પંખીના માળામાં હત્યા, કીડાના દરમાં હત્યા, અગાધ સાગરમાં હત્યા; જીવનને માટે હત્યા, રમતને માટે હત્યા, કારણ વિના હત્યા, ઇચ્છા વિના હત્યા! હત્યાનું માર્યું આ વિશ્વ ભરાયેલે શ્વાસે દોડી રહ્યું છે—વાઘ પૂંઠે પડયો હોય અને મૃગ દોડે તેમ—ક્ષણ પણ થોભી શકતું નથી. કાલરૂપિણી મહાકાળી તૃષાથી તીક્ષ્ણ થયેલી લખલખતી જીહ્વા પ્રસારીને ઊભાં છે. વિશ્વની ચારે દિશામાંથી લોહીની ધારાઓ ફૂટે છે—અને દબાવેલી દ્રાક્ષમાંથી–રસ પડે તેમ તેમના અનંત ખપ્પરમાં—

### જયસિંહ

બસ કરો, બસ કરો! માયાવીનિ, પિશાચિનિ, માહીણા આ સંસારમાં, માનો વેષ લઈને લોહી પીવાને લોભે તું આવી છે. ભૂખ્યાં બચ્ચાંઓ અરક્ષિત માળામાં માની રાહ જોતાં બેઠાં હોય છે ત્યાં લોભી કાગડો પાસે આવે છે, તેને મા ધારીને આંધળાં બચ્ચાંઓ આકુળ સ્વરથી કિલકિલાટ કરી મૂકે છે, અને તે હિંસકના ચાંચના પ્રહારોથી પોતાના પ્રાણ ગુમાવે છે. એવો જ શું તારોય ધંધો છે? પ્રેમ ખોટો? સ્નેહ ખોટો? દયા ખોટી? બધુંય ખોટું? માત્ર એક અનાદિ અનંત હિંસા જ સાચી? તો મેઘમાંથી પૃથ્વીના તપેલા હૃદય ઉપર આશીર્વાદ જેવી વૃષ્ટિ શા માટે વરસે છે? પાષાણમાંથી દયામયી નદીઓ મરુભૂમિમાં શાને ઊતરી આવે છે? અને કરોડો કાંટાઓને માથે ફૂલ શાને ખીલે છે? પ્રભુ મને તમે છેતરો છો! તમે જોવા માગો છો કે મારી માતૃભક્તિ લોહીની માફક હૃદયને ફાડીને પડે છે કે નહિ? મારું જ હૃદય માતાને ચરણે ભોગ ધર્યું. જુવો તો ખરા, પેલાં માજી મારા તરફ સ્નેહથી હસી રહ્યાં છે. હું

રાક્ષસી પાષાણ હૃદયની જ છે—લોહીતરસી! તારે મારું લોહી જોઈએ છે? મારા જીવનનો અંત જ લાવવો છે? મારું છરી હૃદયમાં? આ નસોનું લોહી તને ભાવશે? ખરેખર મારી મા રાક્ષસી—પાષાણ હૃદયની જ છે. ગુરુદેવ, શું તમે મને બોલાવો છો? તમારું કપટ હું સમજી ગયો છું. ભક્તનું હૃદય ચીરીને તમારે લોહી જોઈએ છે? તમે જે દુઃખ દીધું હતું તેના ઉપર માતાનો સ્નેહભર્યો હાથ ફરી ગયો છે. દુઃખ કરતાં સેંકડો ઘણું વધારે સુખ હું પામ્યો છું. પણ રાજરક્ત! છી, છી, ભાવનાં ભૂખ્યાં માજીને લોહીતરસ્યાં કહો છો!

રઘુપતિ

તો માતાના ભોગ બંધ કરીએ.

જયસિંહ

છો થતા! ના, ના, ગુરુદેવ! સારું નરસું તમે સમજો. સરલ ભક્તિનો વિધિ એ કંઈ શાસ્ત્રવિધિ નથી. આંખ પોતાના તેજથી જોઈ શકતી નથી. તેજ તો આકાશમાંથી આવે છે. ક્ષમા કરો! પ્રભુ! દાસને ક્ષમા કરો! આ મૂઢની ઉદ્ધતાઈ ક્ષમા કરો. અને દુઃખના માર્યા જે કાંઈ લવારો કર્યો હોય તે માફ કરો. બોલો મહારાજ! શું દેવીએ ખરેખર જ રાજરક્ત માગ્યું છે?

રઘુપતિ

હાય! વત્સ! આખરે મારા ઉપર અવિશ્વાસ?

જયસિંહ

અવિશ્વાસ! કદી નહિ. તમારા વિના મારો વિશ્વાસ ઊભો ક્યાં રહેશે? વાસુકિની ફેણાથી ખસી પડેલી પૃથ્વીની માફક શૂન્યમાં લોપ પામશે! ત્યારે માજીને રાજરક્ત જોઈએ છે, એમ? તો તે હું આણી દઈશ. પણ ભ્રાતૃહત્યા થવા નહિ દઉં.

રઘુપતિ

માજીની આજ્ઞાનું પાલન કરવામાં પાપ નથી.

જયસિંહ

તો એ પુણ્ય હું જ મેળવીશ.

રઘુપતિ

તો હું પ્રતિજ્ઞા કરીને કહું છું કે તને હું પ્રાણથી પણ વધુ ચાહું છું, બાળપણથી મેં તને માતાથી પણ વધુ સ્નેહથી પાળ્યો છે. તું જાય એ મારાથી સહન થાય તેમ નથી.

જયસિંહ

મારા સ્નેહમાં હું પાપ આવવા નહિ દઉં. અને સ્નેહ ઉપર અભિશાપ ઊતરવા નહિ દઉં.

રઘુપતિ

વારુ, વારુ, એ વાત પછી થઈ રહેશે—કાલે નક્કી કરીશું.

[ બને જાય છે ]

## પ્રવેશ ૨ જો

### મંદિરનો માર્ગ

[ રઘુપતિનો પ્રવેશ ]

રઘુપતિ

જયસિંહ !

જયસિંહ

હું તને ઓળખતો નથી. રસ્તે જતા હજારોની જેમ હું યે મારા નસીબને જોરે મારે રસ્તે તણાયો જાઉં છું. તું મને થોભવાનું કહેનાર કોણ ? તુંય ચાલ્યો જા, હુંય ચાલ્યો જાઉં.

### રઘુપતિ

જયસિંહ !

### જયસિંહ

આ મોં સામે સીધો રસ્તો રહ્યો છે. હાથમાં ભિક્ષાપાત્ર અને સાથે મારી ભિખારણુ સખીને લઈને ચાલ્યો જઈશ–કોણુ કહે છે કે આ સંસારનો રાજમાર્ગ જટિલ છે ? ગમે તે રીતે જઈશ તોય દિવસને અંતે તો હું જીવનની અંતિમ પલકે પહોંચવાનો જ. આચાર વિચાર અને તર્કવિતર્કની જાળ કોણુ જાણે ક્યાંય શૂન્યમાં મળી જશે. અને આ ક્ષુદ્ર, પરિશ્રાંત નરજન્મ ધરણીને ખોળે અર્પણુ કરીશ. આ ચાર દિવસનું ચાંદરણું છે—થોડી ભૂલ, ભ્રાંતિ, દુઃખ, સુખ, ક્ષીણુ હૃદયની આશા અને દુર્બલતાથી ભાગ્યું તૂટયું આ જીવન અનંતકાળના હાથમાં પાછું સોંપીને હું ગભીર આરામ સ્વીકારીશ ! આ તમારો સંસાર ! તો પછી શાસ્ત્રની વિધિનું અને ગુરુનુંય શું કામ !

પ્રભુ ! પિતા ! ગુરુદેવ ! આ હું શું લવતો હતો ? અત્યાર સુધી હું સ્વપ્નમાં હતો ! આ રહ્યું તે મંદિર. આ રહ્યો તે વડ—અટલ, કઠણુ, દૃઢ, નિષ્ઠુર સત્યના જેવો ઊભો છે. શી આજ્ઞા છે, દેવ ? શું કરવાનું છે તે હું ભૂલ્યો નથી. આ જુઓ, ( છરી બતાવીને ) તમારી આજ્ઞાની સ્મૃતિ અંદરથી અને બહારથી તેજ થતી જાય છે. બીજી કંઈ આજ્ઞા છે પ્રભુ ?

### રઘુપતિ

પેલી છોકરીને મંદિરમાંથી દૂર કર. માયાવિનિ, હું તમારા લોકોની માયા સમજું છું ! કાઢી મૂક એને !

### જયસિંહ

કાઢી મૂકું ? એ પણુ મારી માફક જ ગરીબ છે અને મંદિરને આશરે રહી છે. મારી માફક જ એ પણુ સાથી વિનાની, કાંટા

વિનાના પુષ્પના જેવી નિર્દોષ, નિષ્પાપ, શુભ, સુંદર, સરળ, સુકોમળ અને દુઃખી છે—શું એને પણ કાઢી મૂકવી પડશે? તે પણ કરીશ ગુરુદેવ! ચાલી જા, અપર્ણા! દયા, માયા, સ્નેહ, પ્રેમ બધુંય મિથ્યા છે! મરી જા, અપર્ણા. સંસારની બહાર જો કશું જ ન હોય તો પણ દયામય મૃત્યુ તો છે જ. ચાલી જા, અપર્ણા!

અપર્ણા

જયસિંહ! તું આ મંદિર છોડીને ચાલ, આપણે બંને જણ ચાલ્યાં જઈએ!

જયસિંહ

બંને જણ ચાલ્યાં જઈએ? પણ આ તો કંઈ સ્વપ્ન નથી. એક વખત સ્વપ્નમાં મેં માન્યું હતું કે જગત સ્વપ્ન છે. તેથી જ સુખથી હસતો હતો અને ગીત ગાતો હતો. પણ આ તો સત્ય છે! હવે સુખની વાત કરીશ નહિ. સ્વતંત્રતાનો લોભ દેખાડીશ નહિ. સત્યરૂપી કારાગારમાં હું કેદ થયો છું.

રઘુપતિ

જયસિંહ! મીઠી મીઠી વાતોનો આ સમય નથી. દૂર કર એ છોકરીને.

જયસિંહ

ચાલી જા, અપર્ણા.

અપર્ણા

શા માટે જાઉં?

જયસિંહ

આ તારી સ્ત્રી હઠ.

અપર્ણા

એમાં હઠ કાંઈ નથી. જયસિંહ! તારી વેદના, મારી બધી વ્યથા અને ગર્વ કરતાં વધારે છે. મારે કોઈ વાતની હઠ જ નથી.

જયસિંહ

તો હું જાઉં છું. જ્યાં સુધી તું અહીં રહેશે ત્યાં સુધી તારું મોં હું નહિ જોઉં. ચાલી જા અપર્ણા !

અપર્ણા

નિષ્ઠુર બ્રાહ્મણ, ધિક્કાર છે તારા બ્રાહ્મણત્વને ! હું ક્ષુદ્ર નારી અભિશાપ દઉં છું કે જયસિંહને તું આ બંધનમાં નહિ બાંધી રાખી શકે.

[ જાય છે ]

રઘુપતિ

વત્સ ! ઊંચું જો. એક વાર બોલ. પ્રાણપ્રિય ! પ્રાણાધિક ! શું મારા હૃદયમાં સ્નેહનો અગાધ સાગર નથી ઊછળતો ? હજુ ઓછો પડયો ? હું તો તારો જીવનસાથી છું. બે ઘડીનો માયાપાશ તૂટી જાય તેટલામાં આટલો કલેશ ?

જયસિંહ

રહેવા દો મહારાજ ! સ્નેહની વાત હવે બોલશો નહિ. માત્ર કર્તવ્ય જ મારા મનમાં બાકી રહ્યું છે. તરુલતાનાં પત્ર પુષ્પ જેવા સ્નેહ, પ્રેમ, પૃથ્વીની ઉપર નવાં નવાં સ્વપ્નની માફક આવે છે અને જાય છે. નીચે તો હમેશ હૈયા પરના અનંત ભારની જેમ શુષ્ક, કઠણ પથ્થરનો ઢગલો જ રહે છે.

[ જાય છે ]

રઘુપતિ

જયસિંહ ! આટઆટલી સાધના કરી તોયે કેમે કર્યો હું તારું મન મેળવી શકતો નથી.

[ જાય છે ]

## પ્રવેશ ૩ જો

### મંદિરનું આંગણું

[ લોકોનું ટોળું ]

ગણેશ

આ વખતે મેળામાં કંઈ લોક નહિ થયાં.

અક્રૂર

આ વખતે વળી શાના લોક થાય ? હવે હિંદુનું રાજ્ય જ ક્યાં રહ્યું છે ? આ તો જાણે નવાબનું રાજ્ય થઈ ગયું છે. માજીનો ભોગ જ બંધ થઈ ગયો, પછી મેળામાં લોક આવે ક્યાંથી ?

કાનુ

ભાઈ! પહેલાં તો રાજાની બુદ્ધિ આવી નહોતી. મને લાગે છે કે એને કાંઈ વળગ્યું છે.

અક્રૂર

જો કોઈ વળગ્યું હશે તો તો જરૂર કોઈ મુસલમાનનું જ ભૂત હશે—નહિ તો ભોગ બંધ ન કરાવે ?

ગણેશ

પણ ગમે તે કહો, આ રાજ્યનું ભલું થવાનું નથી.

કાનુ

પૂજારી મહારાજે તો કહી જ મૂક્યું છે કે ત્રણ મહિનામાં મરકીથી દેશ ઉજ્જડ થઈ જશે.

હારુ

અરે ત્રણ મહિનાયે શાના ? આ પ્રમાણે તો ત્રણ દિવસ પણ નહિ ટકે. અરે આ જ જુઓને—અમારો માધુ આ અઢી વર્ષથી માંદો

હતો. છતાં ખાસ્સો જીવતો રહ્યો હતો. પણ જેવો ભોગ બંધ થયો તેવો જ બિચારો મરી ગયો.

અક્રૂર

ના રે ના, તેને મર્યાને તો ત્રણ મહિના થઈ ગયા !

હારુ

જો પાછો ! છોને ત્રણ મહિના થયા, પણ આ વર્ષે જ મર્યો છેને ?

ક્ષાંતમણિ

અરે એ વાત ક્યાં કરો છો ? આ મારા જેઠનો છોકરો મરી જશે એમ કોણ જાણતું હતું ? ત્રણ દિવસનો તાવ. જેવી વૈદ્યરાજની ગોળી ખાધી કે ડોળા ચઢી ગયા.

ગણેશ

પેલે દહાડે મથુરહાટિના હાટમાં આગ લાગી. એક છાપરું પણ બચ્યું નહિ.

ચિંતામણિ

હવે લાંબી લવરી શા માટે કરો છો ? જોતા નથી કે આ વર્ષે અનાજ જેટલું સસ્તું થયું છે તેટલું કોઈ વર્ષે પણ થયું ન હતું. આ વર્ષે ખેડૂતોનું કોણ જાણે શુંય થવાનું છે.

હારુ

અરે પેલા રાજા આવે ! સવારના પહોરમાં જ આવા રાજાનું મોં દીઠું છે—કોણ જાણે દહાડો કેવોય જશે. ચાલો અહીંથી ખસી જઈએ.

[ બધા જાય છે ]

[ ચાંદપાલ અને ગોવિંદમાણિક્યનો પ્રવેશ ]

ચાંદપાલ

મહારાજ! સાવધ રહેજો. હું બધું જોતો સાંભળતો રહું છું. રાજ્યનું ભલુંબૂરું કશું જ મારાથી અજાણ્યું નથી. મહારાજ! આપના ખૂનને માટેની છૂપી મસલત મેં જાતે સાંભળી છે.

ગોવિંદ

ખૂન? કોણ કરવાનું છે?

ચાંદપાલ

કહેતાં સંકોચ થાય છે. ભય લાગે છે કે રખેને સાચી છૂરી કરતાં ક્રૂર ખબર જ આપના હૃદયને વધારે આઘાત પહોંચાડે.

ગોવિંદ

વિના સંકોચે કહો. રાજાનું હૃદય તો આઘાત સહેવાને માટે સદાય તૈયાર હોય છે. આવી મસલત કોણે કરી છે?

ચાંદપાલ

યુવરાજ નક્ષત્રરાયે.

ગોવિંદ

નક્ષત્રે?

ચાંદપાલ

મેં પોતાને કાને સાંભળ્યું છે કે રઘુપતિ અને યુવરાજે મળીને મંદિરમાં છૂપી રીતે બધું નક્કી કર્યું છે.

ગોવિંદ

શું જીવનભરનો સંબંધ તોડવાનું બે ક્ષણમાં નક્કી થઈ ગયું! હાય, વિધિ!

ચાંદપાલ

માજીની આગળ તમારું લોહી આણવાને—

ગોવિંદ

માજીની આગળ? તો તો નક્ષત્રનો વાંક નથી. મને ખબર છે કે દેવતાને નામે તો માણુસ માણુસાઈ ખોઈ બેસે છે. કશો ભય નથી, તું તારે કામે જા. હું સાવધ રહીશ.

[ ચાંદપાલ જાય છે. ]

ગોવિંદ

લોહી નથી, ફૂલ લાવ્યો છું—મહાદેવી! કેવળ ભક્તિ લાવ્યો છું—હિંસા નથી, ભય નથી! આ જગતમાં ગરીબો બહુ જ લાચાર છે. માજી! બાહુબલ બહુ જ નિષ્ઠુર છે. સ્વાર્થ ભારે ક્રૂર છે. લોભ બહુ જ દારુણ છે. અજ્ઞાન બિલકુલ અંધ છે. અને ગર્વ તો બેધડક નાનાઓને પગ તળે છૂંદતો ચાલ્યો જાય છે. જગતમાં સ્નેહ અને પ્રેમની ડાળ બહુ જ નિર્બળ હોય છે. સ્વાર્થનો સ્પર્શ થતાં જ ખરી પડે છે. માજી! આપ પણ ખડ્ગ ઉગામશો, જીભ પસારશો તો તો બધે જ અંધકાર વ્યાપશે. ભાઈ હવે, ભાઈ નહિ રહે. સતી પણ પતિથી વિમુખ થશે. મિત્રો શત્રુ થશે. માનવોનાં ઘરો લોહીથી કાદવવાળાં થશે. હિંસા, પુણ્ય મનાશે, દયાને દેશવટો મળશે. બસ કરો માજી, બસ કરો. હવે તમારું સત્ય સ્વરૂપ અમારી નજરે પડવા દો. હજુ શું આપ પ્રલયનું જ રૂપ ધરી રહેશો? ચારે બાજુથી મારે માથે ખડ્ગ ઝઝૂમી રહ્યાં છે એ શું માતા, તમારી જ ચાર ભુજાઓ છે? તેમ હો તો ભલે, તેમ થાઓ. કદાચ મારા લોહીથી જ હિંસાગ્નિ બુઝાવાનો હશે. ધરણી આટ આટલી હિંસા નહિ સહી શકે. રાજહત્યા! ભાઈને હાથે જ ભ્રાતૃહત્યા! સમસ્ત પ્રજાના હૃદયમાં વેદના જાગશે. અને સૌ ભાઈઓના પ્રાણ કકળી ઊઠશે. મારા રક્તથી હિંસાનું ખોટું માતૃરૂપ ઊડી જશે અને તે રાક્ષસી રૂપે દેખા દેશે. તેં દયા લાવીને જો આ જ નિરધાર કર્યો હોય તો ભલે એમ થતું.

[ જયસિંહનો પ્રવેશ ]

જયસિંહ

બોલ ચંડી ! સાચે જ તારે રાજરક્ત જોઈએ છે ? અત્તર ઘડી બોલી દે. તારે પોતાને મોંઢે બોલ, માનવીની ભાષામાં બોલ, જલદી બોલ. સાચે જ તારે રાજરક્ત જોઈએ છે ?

( નેપથ્યમાંથી )

જોઈએ છે !

તો મહારાજ ઈષ્ટદેવનું સ્મરણ કરો ! આપનો કાળ આવી પહોંચ્યો છે !

ગોવિંદ

કેમ, શું થયું છે, જયસિંહ ?

જયસિંહ

તમારે કાને જ તમે સાંભળ્યું નથી શું ? મેં દેવીને પૂછ્યું કે સાચે જ તારે રાજરક્ત જોઈએ છે ? દેવીએ પોતે કહ્યું 'જોઈએ છે.'

ગોવિંદ

જયસિંહ ! દેવી નહોતાં બોલ્યાં. એ તો પાછળથી રઘુપતિ બોલ્યા. સ્વર પરિચિત છે.

જયસિંહ

શું રઘુપતિ બોલ્યા ? પાછળ છુપાઇને ? બસ ! બસ ! બહુ થયું. હવે સંશયમાં ને સંશયમાં ગોથાં ખાવાની શક્તિ રહી નથી. હું કિનારાની પાસે આવ્યો હોઉં છું ત્યાંથી કોણ મને પાછું મધદરિયે હડસેલી મૂકે છે ? એ જ પેલો અવિશ્વાસ દૈત્ય ! બસ ! ગુરુ હોય કે દેવી હોય, બંને એક જ છે.

[ છરી ઉગામે છે ]

ફૂલ લો, મા ! લો, ફૂલ લો, મા ! પગે પડું છું. માત્ર ફૂલથી જ સંતોષ માનો. હવે લોહી ન હોય માજી ! હવે લોહી ન હોય. આ પણ

લોહીના જેવાં જ રાતાં એ જપા ફૂલ છે. ધરતી માતાના હૃદયને ચીરીને ખીલ્યાં છે—સંતાનના રક્તપાતથી દુઃખિત થયેલી પૃથ્વીની જાણે સ્નેહ–વેદના. લેવાં જ પડશે. એ જ લેવાં પડશે. હું તારા ક્રોધથી ડરતો નથી. લોહી તો નહિ જ આપું. તારી આંખો થાય તેટલી લાલ કર, ઉગામ તારું ખડ્ગ, બોલાવ તારા પિશાચોને. હું ડરતો નથી.

[જયસિંહ સિવાય બીજા જાય છે]

અરે ! આ થયું શું ? દેવી, ગુરુ બધાંયને મુહૂર્તમાં મેં વિસર્જન કર્યાં. હવે વિશ્વમાં ત્યારે કંઈ જ ન રહ્યું ?

[રઘુપતિનો પ્રવેશ]

રઘુપતિ

મેં સાંભળ્યું છે. બધું ધૂળ મળ્યું. એ કૃતઘ્ની તેં કર્યું શું ?

જયસિંહ

પ્રભુ ! શિક્ષા કરો.

રઘુપતિ

બધું ધૂળ મેળવ્યું. અર્ધે રસ્તેથી તેં બ્રહ્મપાશને પાછો વાળ્યો. ગુરુનું વચન તેં ઉથાપ્યું. દેવીની આજ્ઞા વ્યર્થ કરી. પોતાની બુદ્ધિને તેં સૌથી મોટી માની. જીવનભરના સ્નેહનો બદલો તેં આ રીતે આપ્યો ?

જયસિંહ

પિતા ! શિક્ષા કરો.

રઘુપતિ

શી શિક્ષા કરું ?

જયસિંહ

દેહાંતની !

રઘુપતિ

ના. એથીય મોટી જોઈએ. માતાના ચરણ પર હાથ મૂક.

જયસિંહ

આ મૂક્યો.

રઘુપતિ

બોલ ત્યારે, હું શ્રાવણની છેલ્લી રાત્રે દેવીને ચરણે રાજરક્ત ધરીશ.

જયસિંહ

હું શ્રાવણની છેલ્લી રાત્રે દેવીને ચરણે રાજરક્ત ધરીશ.

રઘુપતિ

ચાલ્યો જા.

---

## અંક ત્રીજો

### પ્રવેશ ૧ લો

### મંદિર

[ ટોળું, રઘુપતિ, જયસિંહ ]

રઘુપતિ

તમે બધા અહીં શું કરવા આવ્યા છો ?

બધા

અમે માજીનાં દર્શન કરવા આવ્યા છીએ.

રઘુપતિ

એમ ! દર્શન કરવા આવ્યા છો ? હજીયે તમારી બબ્બે આંખો રહી છે એ તમારા વડવાઓનું પુણ્ય. માજી છે ક્યાં ? માજી તો આ રાજ્ય છોડી ચાલ્યાં ગયાં છે. તમારામાં માજીને રાખવાની શક્તિ ક્યાં છે ? તે તો ગયાં.

બધા

સત્યાનાશ વળી ગયું ! આ તે શું કહેવાય, મહારાજ ? અમારો શો દોષ થયો છે ?

### નિસ્તારિણી

મારો ભાણેજ માંદો હતો એટલે હું આટલા દિવસ ભોગ ચડાવવા આવી શકી ન હતી.

### ગોવર્ધન

મારા બે બકરા માજીને જ ચડાવવાનું મેં કેટલાય દિવસથી નક્કી કરી મૂકયું હતું, પણ તેટલામાં તો રાજાએ આવો હુકમ કાઢયો એટલે હું શું કરું ?

### હારુ

આ અમારા ગંધમાદને જે બાધા લીધી હતી તે માજીને ચઢાવી નથી તે વાત ખરી, પણ માજીએ પણ તેને જોઈએ તેવી સજા કરી છે ! તેનું પેઢું ફૂલીને ઢોલ જેવું થયું છે—આજ છ મહિનાથી ખાટલે પડયો છે! બહુ જ સારું થયું. અમારો મહાજન થયો એટલે શું કંઈ માતાને પણ છેતરવાં, એમ ?

### અક્રૂર

ચૂપ રહો. ખાલી ધાંધલ નહિ કરો. વારુ, મહારાજ! મા શા માટે ચાલ્યાં ગયાં ? અમારો શો અપરાધ હતો ?

### રઘુપતિ

માજીને લોહીનું ટીપું તો ચડાવી શકતા નથી. આવી તો તમારી ભક્તિ !

### ઘણા

રાજાનો હુકમ થયો પછી અમે શું કરીએ ?

### રઘુપતિ

રાજા વળી કોણ ? ત્યારે માજીનું સિંહાસન રાજાના સિંહાસન કરતાં હેઠું, કેમ ? તો તો હવે આ માજી વિનાના દેશમાં તમારા

રાજાને લઈને રહેજો. હું યે જોઉં છું કે તમારો રાજા કેવી રીતે તમને બચાવે છે.

[ બધા ભયથી ગુસપુસ વાતો કરે છે ]

અક્રૂર

ચૂપ રહો ! છોકરાંએ કંઈ અપરાધ કર્યો હોય તો મા તેમને શિક્ષા કરે, પણ આમ એકદમ જ છોડીને ચાલ્યાં જાય એ કંઈ માને છાજે ? બોલો તો ખરા, શું કરીએ તો માજી પાછાં આવે ?

રઘુપતિ

તમારો રાજા જ્યારે રાજ્ય છોડીને જશે ત્યારે માજી પાછાં પધારશે.

[ સ્તબ્ધ થઇને એક બીજા સામું જુવે છે ]

રઘુપતિ

ત્યારે તમારે જોવું છે ? આમ આવો આમ. બહુ દૂર દૂરથી મોટી મોટી આશા રાખીને માજીનાં દર્શન કરવા આવ્યા છો તો જરા જોતા જાઓ.

[ મંદિરનું બારણું ઉઘાડે છેઃ પ્રતિમાની પૂંઠ દેખાય છે ]

બધા

અરે આ શું ? માનું મોં કઈ તરફ ફરી ગયું છે !

અક્રૂર

અરે ! આ તો મા વિમુખ થયાં છે !

બધા

ઓ માજી ! પાછાં ફરો, પાછાં ફરો ! માજી, પાછાં ફરો ! એક વાર પાછાં ફરો ! અરે, માજી ક્યાં ગયાં ! અમે તમને પાછાં લાવીશું જ. માજી, અમે તમને છોડવાનાં નથી. અમારે નથી જોઈતો રાજા ! જહાન્નમમાં ગયો એ રાજા ! મૂઓ એ રાજા !

જયસિંહ

( રઘુપતિ પાસે આવીને ) પ્રભુ, હું એક શબ્દ પણ ન બોલી શકું ?

રઘુપતિ

ના.

જયસિંહ

સંદેહને શું સ્થાન જ નથી ?

રઘુપતિ

ના.

જયસિંહ

બધું જ મારે માની લેવું ?

રઘુપતિ

હા.

અપર્ણા

( પાસે આવીને ) જયસિંહ, ચાલ, ચાલ આ મંદિર છોડીને જલદી આવતો રહે.

જયસિંહ

છાતી ચિરાઇ જાય છે.

[રઘુપતિ, અપર્ણા, જયસિંહ ચાલ્યાં જાય છે]

[ રાજાનો પ્રવેશ ]

લોકો

મહારાજ, ક્ષમા કરો, અમારી રક્ષા કરો. માને પાછાં આપો.

ગોવિંદ

ભાઈઓ, સાંભળો ! માજીને પાછાં આણી આપીશ, એવી મારી અંતરની અભિલાષા છે.

પ્રજા

મહારાજનો જય થાઓ, જય થાઓ!

ગોવિંદ

હું એકવાર તમને પૂછું છું કે તમે શું માને પેટે જન્મ નથી લીધો? માતાઓ! તમે તો કોમળ હૃદયથી માતૃસ્નેહ અનુભવ્યો છે; કહો વારું—શું મા નથી? માનો સ્નેહ સૌથી પવિત્ર અને પ્રાચીન છે. સૃષ્ટિના પ્રથમ પ્રહરે માતૃસ્નેહ એકલો ઢળેલે નેત્રે બાલવિશ્વને ખોળામાં લઈને જાગરણ કરતો બેઠો હતો. આજે પણ તે પુરાતન માતૃસ્નેહ ધૈર્યની પ્રતિમા થઈને બેઠો છે. તેણે કેટલાય ઉપદ્રવો, કેટલોય શોક, કેટલીય વ્યથા, કેટલોય અનાદર સહન કર્યા છે—તેણે આંખ સામે ભાઈભાઈનાં કેટલાંય ખૂન, કેટલીય નિષ્ઠુરતા, કેટલોય અવિશ્વાસ મૂંગે મોંએ સહન કર્યા છે. અને તોયે દુર્બલોને માટે પોતાનો ખોળો પાથરીને માતા બેઠાં છે અને જે તદ્દન નિરાધાર છે તેમને માટે હૃદય પાથરી રહ્યાં છે. આજે મેં એવો કયો અપરાધ કર્યો છે કે જેને લીધે અનાથ સંસારને હમેશને માટે નમાયો કરી તે અસીમ સ્નેહમૂર્તિ ચાલી ગઈ! ભાઇઓ! માતાઓ! બોલો, ખુલ્લેખુલ્લું કહો, એવો મેં શો અપરાધ કર્યો છે?

કોઈ કોઈ

માનો ભોગ બંધ કર્યો છે. માની પૂજા બંધ થઈ છે.

ગોવિંદ

ભોગ બંધ કર્યો તેની જ રીસમાં શું માતા વિમુખ થયાં છે, મરકી આવે છે, ઉપવાસ કરવા પડે છે, અને આગનો અને લોહીનો વરસાદ વરસે છે? શું આપણાં માતાજી એવાં છે? પહોરે પહોરે ધાવણ દઈને કોમળ બાળકને માતા જીવાડે છે તે શું તેનું લોહી પીવાના

લોભથી ? માતાને માટે આવું ખોટું ધારતાં જીવનભરના માજીના સ્નેહના સ્મરણને આઘાત સરખો ન પહોંચ્યો ? લોહી લાવો—એમ માતા ગર્જના કરી રહ્યાં છે, મૂંગા દુર્બળ જીવો મરણના ભયથી થરથર કંપી રહ્યા છે, અને દયાહીન નરનારીઓ લોહીના કેફમાં નૃત્ય કરી રહ્યાં છે. આ તે માજીનો પરિવાર ? ભાઈઓ ! આ તે માજીની સ્નેહમૂર્તિ ?

### લોકો

અમે મૂર્ખ કશું સમજી શકતાં નથી.

### ગોવિંદ

સમજી શકતાં નથી ? એ દિવસનું બાળક, જે બીજું કશું જ સમજતું નથી, તે પણ પોતાની માને તો સમજે છે. તે પણ બીક લાગતાં માની સોડમાં લપાવાનું સમજે છે. તે પણ સમજે છે કે ભૂખ લાગશે તો માના થાનમાં દૂધ તૈયાર છે. અને દુઃખ થતાં વેંત તે માના તરફ જ જોઈને રડે છે—અને તમે શું એટલાં બધાં ભુલાવામાં પડયાં છો કે માને પણ ભૂલી ગયાં ? માજી દયાળુ છે, એટલું પણ સમજી શકતાં નથી ? એટલું પણ સમજતાં નથી કે જગન્માતાની પૂજા જીવહિંસાથી નહિ પણ પ્રેમથી થાય ? એટલું પણ સમજતાં નથી કે જ્યાં ભય છે ત્યાં માજી ન હોય, જ્યાં હિંસા છે ત્યાં માજી ન હોય ? જ્યાં લોહી છે ત્યાં માનાં આંસુ છે ? ભાઈઓ ! હું તમને કેવી રીતે બતાવું કે મેં માના મુખ ઉપર કેવી વેદના, કેવી દયા અને તેમની આંસુભરી આંખોમાં કેવી રીસ અને ઠપકો જોયાં હતાં ? જો હું આ ક્ષણે દેખાડી શકું તો આ જ ક્ષણે તમો તમારી માતાને ઓળખો. પોતાના અશ્રુજલથી માજીના સિંહાસન પરનું કલંક ધોવાને દીનવેષે દયા મંદિરને બારણે આવી, એ અપરાધ માટે માજી ક્રોધે ભરાઈ ચાલ્યાં ગયાં, એવું શું તમે માની બેઠાં ?

લોકો

આપ જાતે જ જુઓ ને કે બાળકો પ્રતિ માજી વિમુખ થયાં છે કે નહિ ?

ગોવિંદ

( મંદિરને બારણે ચઢીને ) માજી વિમુખ થયાં છે? આવો માજી ! એકવાર સંમુખ થાઓ (પ્રતિમા ફેરવીને) આ જુઓ, માજીએ મોં ફેરવ્યું છે.

બધા

માજી પાછાં ફર્યાં, પાછાં ફર્યાં, જય હો ! જય હો !

ભૈરવી, એકતાલ

દૂર જરા યે રહી નહિ મા નહિ રહી !
તારાં સંતાનોને છોડયાં નહિ !—દૂર૦
દોષી અમો અનેક દોષે
બેઠી'તી તું ક્ષણિક રોષે
મુખ તો ફેરવ્યું શેષે
અભય ચરણ દીધા સહી !—દૂર૦

[ બધા જાય છે ]

[ જયસિંહ અને રઘુપતિનો પ્રવેશ ]

જયસિંહ

સાચું કહો પ્રભુ ! તમારું જ આ કામ છે.

રઘુપતિ

સાચું શા માટે ન બોલું ? શું મને સાચું બોલતાં બીક લાગે છે ? મારું જ એ કામ છે. મેં જ પ્રતિમાનું મોં ફેરવ્યું હતું ? બોલ,

શું કહેવું છે? તારે શું ગુરુનાય ગુરુ થવું છે? મને શો ઠપકો આપવો છે? શો ઉપદેશ દેવો છે?

### જયસિંહ

મારે કશું કહેવાનું નથી!

### રઘુપતિ

કંઈ જ નહિ? મને કાંઈ પણ પૂછવું નથી? મનમાં સંદેહ ઉત્પન્ન થાય તો નિરાકરણ માટે ગુરુનો ઉપદેશ નહિ માગે? શું એટલે સુધી વાત ગઈ છે? શું મનમાં એટલો મોટો અંતરાય ઊભો થયો છે? મૂઢ, સાંભળ. દેવી તો ખરેખર જ વિમુખ થયાં છે. પણ તેથી કાંઈ પ્રતિમાનું મોં ફરી જતું નથી. મંદિરમાં જે ભોગ આપીએ છીએ તે દેવીના મોંમાં જાય છે, પ્રતિમાના મોંમાં જતો નથી. માજીનો અસંતોષ પ્રતિમાના મોં ઉપર દેખી શકાતો નથી. પરંતુ મૂર્ખોને હું બીજી કઈ રીતે સમજાવું? જે આંખે જોવાનું નથી તે તેઓ આંખે જોવા માગે છે. એટલે જ અસત્યથી સત્ય સમજાવવું પડે છે. મૂર્ખ! સત્ય એ કંઈ તારા મારા હાથનું રમકડું નથી. સત્યની પ્રતિમા એ સત્ય નથી. શબ્દ સત્ય નથી, લિપિ સત્ય નથી, મૂર્તિ સત્ય નથી, વિચાર પણ સત્ય નથી. સત્ય ક્યાં છે? કોઈ તેને જાણતું નથી, કોઈ તેને પામતું નથી. તે સત્ય કરોડો મિથ્યા રૂપો ધારણ કરી વિશ્વમાં વિખરાયલું છે. તેથી જ મહામાયા પણ 'સત્ય' એવું નામ ધારણ કરે છે—જો કે તેનો અર્થ તો 'મહામિથ્યા' એવો જ થાય છે. સત્ય-મહારાજ તો અંતઃપુરમાં બેસી રહે છે. અને તેના સેંકડો મિથ્યા-પ્રતિનિધિઓ બહાર કામ કરી કરીને મરે છે. માથે હાથ દઈને બેઠો બેઠો વિચારજે. મારે હજુ બહુ કામ છે. પાછું લોકોનું મન ફરી ગયું છે.

### જયસિંહ

જે મોજું કિનારે લાવે છે તે જ મોજું પાછું મધદરિયે લઈ જાય છે. સત્ય નથી, નથી, નથી જ. બધું મિથ્યા છે, મિથ્યા છે. માજી પ્રતિમામાં નથી તો ક્યાં છે? કોઈ જગાએ નથી. દેવી જ નથી. ધન્ય, ધન્ય, મિથ્યા તને ધન્ય છે!

## પ્રવેશ બીજો

### મહેલ

[ રાજા અને ચાંદપાલ ]

### ચાંદપાલ

પ્રજા તરકટ રચી રહી છે. મોગલ સેનાપતિ યુદ્ધને માટે આસામ તરફ ધસી રહ્યો છે. પાસે જ છે. બે ચાર દિવસને રસ્તે. લોકો તેને વિનંતિ કરવાના છે કે તમને ગાદી પરથી દૂર કરે.

### ગોવિંદ

મને દૂર કરશે? મારા પર આટલો અસંતોષ શા માટે?

### ચાંદપાલ

મહારાજ! સેવકની વિનંતિ માનો. પશુઓનું રક્ત જો નિષ્ઠુર પ્રજાને આટલું બધું ભાવતું હોય તો તેઓને પશુઓ સોંપી દો. પશુઓ

પર રાક્ષસી પ્રવૃત્તિ છો તાંડવ કરતી ! રાતદિવસ હું બીતો ફરું છું કે ક્યારે શું થશે ?

### ગોવિંદ

ભય છે એ હું જાણું છું, ચાંદપાલ. અને રાજ્યનું કામ પણ ઊભું જ છે. સામે વિશાળ સમુદ્ર પડયો છે. નાવડી કાંઠે પહોંચાડયા વિના ચાલે તેમ નથી. પ્રજાનો દૂત મોગલોની પાસે ગયો છે ?

### ચાંદપાલ

ક્યારનો ગયો છે.

### ગોવિંદ

ચાંદપાલ, તું અત્યારે જ જા. મોગલોની છાવણીની પાસે રહેજે અને ત્યાં જે બને તેની ખબર મોકલાવજે.

### ચાંદપાલ

મહારાજ ! અહીં સાવધાનીથી રહેજો. ઘરમાંને બહાર ચારે બાજુ શત્રુઓ જ છે.

[ જાય છે ]

[ ગુણવતીનો પ્રવેશ ]

### ગોવિંદ

પ્રિયે ! આ સંસાર બહુ શુષ્ક અને શૂન્ય લાગે છે. જ્યાં ત્યાં શત્રુઓ જ નજરે ચડે છે. તું આવીને હસતે મુખે જરા ઊભી રહે, પ્રેમથી મારા તરફ જો. પ્રેમહીન અંધકાર, કાવતરાં, વિપત્તિ, વિદ્વેષ એ બધાં ઉપર તારો અમૃતમય આવિર્ભાવ થાઓ—ગાઢ રજનીને માથે નિર્નિમેષ ચંદ્રની જેમ. પ્રિયતમે, નિરુત્તર કેમ ? અપરાધનો ન્યાય તોળવાનો આ સમય છે ? મરુભૂમિમાં પડેલા મુમૂર્ષુના જેવું તરસ્યું

હૃદય જ્યારે યાચના કરી રહ્યુ છે ત્યારે શું તું અમૃતપાત્ર લઈને પાછી જશે? ચાલી ગઇ! હાય, અસહ્ય જીવન!

[ગુણવતી ચાલી જાય છે]

[નક્ષત્રનો પ્રવેશ]

નક્ષત્ર

(સ્વગત) જ્યાં જાઉં ત્યાં સૌકો કહે છે કે 'રાજા થશે!' 'રાજા થશે' આ તો ભારે આશ્ચર્યની વાત. એકલો બેઠો હોઉં છું તોયે જાણે કોઈ આવીને કહે છે કે રાજા થશે. જાણે મારા બંને કાનોમાં બે પોપટોએ માળો બાંધ્યો છે, અને એક જ શબ્દ માત્ર બોલતાં શીખ્યા છે—રાજા થશે! રાજા થશે! ભલે બાપુ, રાજા થઈશ. પરંતુ રાજરક્ત કંઈ તમે આણી આપવાના છો?

ગોવિંદ

નક્ષત્ર! (નક્ષત્ર ચમકે છે) નક્ષત્ર! શું તું મને મારવાનો છે? બોલ, સાચું બોલ. તું મને મારશે? શું તારા હૃદયમાં રાતદિવસ એ જ લગની લાગેલી છે? એ જ વાત મનમાં રાખીને મારી સાથે તું હસીને વાત કરે છે, પ્રણામ કરી જાય છે, આશીર્વાદ લઈ જાય છે અને બપોરે જમતી વખતે એ જ વાત હૈયે રાખી એક ભાણામાંથી ભોજન કરી જાય છે? હૃદયમાં છરી ભોંકાશે? ઓ ભાઇ! તારે ચરણે જ્યારે કઠણ મર્ત્યભૂમિનો પ્રથમ આઘાત થયો ત્યારે એ જ હૃદય સરસો તને મેં દાબ્યો હતો. જ્યારે મા તારે માથે છેલવેલ્લો હાથ ફેરવી સ્વર્ગે સિધાવ્યાં ત્યારે મેં તને એ જ હૃદય સાથે દાબ્યો હતો. આજે તે જ તું, એ જ હૃદયમાં છૂરી ભોંકશે? બંનેના શરીરમાં એક જ રક્તધારા વહી રહી છે. જે રક્ત પેઢી દર પેઢીથી ભાઈઓની નસોમાં વહેતું આવ્યું છે, તે લોહીને નસો કાપીને શું તું જમીન પર વહેવડાવશે? આ બારણાં બંધ કર્યાં. આ લે મારી તરવાર. કર ઘા આ ખુલ્લી છાતી ઉપર અને કર તારા મનોરથ પૂરા.

નક્ષત્ર

ક્ષમા કરો ! ક્ષમા કરો ! ભાઇ, ક્ષમા કરો !

ગોવિંદ

આવ બાપુ, પાછો આવ ! તે જ હૃદયમાં પાછો આવ. ક્ષમા માગે છે ? જ્યારથી આ વાત સાંભળી ત્યારની જ મેં તને ક્ષમા કરેલી છે. તને ક્ષમા ન કરવાની શક્તિ મારામાં નથી.

નક્ષત્ર

પેલો રઘુપતિ જ મને ભમાવે છે. તેનાથી મને બચાવો.

ગોવિંદ

કંઈ ફિકર નહિ, ભાઈ !

## પ્રવેશ ત્રીજો

### અંતઃપુર

ગુણવતી

તોયે ન વળ્યું. મને તો આશા હતી કે થોડા દિવસ હું જો કઠણ થઈને બેસી રહીશ તો જાતે જ પ્રેમની પ્યાસથી દોડયા આવશે. આટલો બધો અહંકાર ? હું મોઢું ફેરવીને બેસી રહું છું, બોલતી નથી, આંસુયે પાડતી નથી, માત્ર શુષ્ક રોષ અને તિરસ્કારમાં કેટલાય દિવસો ગયા. કહે છે કે નારીનો રોષ પુરુષોને માત્ર શોભા અને ચળકાટ જેવો લાગે છે. તેમાં તાપ નથી હોતો—જાણે હીરાનું તેજ. ધિક્ એ શોભાને. જો આ રોષ વજ્રના જેવો હોત તો આ મહેલ

ઉપર પડતાં જ રાજાની નિદ્રા ઊડી જાત, રાજાના અહંકારના ચૂરે-ચૂરા થઈ જાત અને રાણીનો મહિમા પૂર્ણતાને પામત. હું રાણી છું એવો ખોટો વિશ્વાસ મારામાં શા માટે જગાડયો? હું તમારા હૃદયની અધીશ્વરી છું એવો મંત્ર શા માટે રોજ રોજ મારા કાનમાં ફૂંકયો? શા માટે મને કહ્યું નહિ કે હું ગુલામડી છું—રાજાની માત્ર નોકરડી છું—રાણી નથી; તો આજે એકાએક આ આઘાત અને પતન તો સહેવાં ન પડત.

[ ધ્રુવનો પ્રવેશ ]

તું ક્યાં જાય છે?

ધ્રુવ

રાજાજીએ મને બોલાવ્યો છે.

[ જાય છે ]

ગુણવતી

આ બાળક રાજાનો હૃદયમણિ છે. અરે બાળક, મારા સંતાનને માટે જે આસન હતું તે તું પચાવી પડયો છે. મારાં છોકરાં આવે તે પહેલાં જ તેં તેઓના પિતૃસ્નેહ ઉપર તારો ભાગ બેસાડયો છે. રાજાના હૃદયરૂપી અમૃતપાત્રમાંથી પહેલી અંજલિ તું જ પામ્યો. રાજપુત્રે આવીને, ઓ રાજદ્રોહી! શું તારી કૃપા મેળવી પડશે? ઓ મહામાયા! આ તારો કેવો અન્યાય! તું આટલું આટલું સરજે છે, તારી લીલાનો પાર નથી, તો લીલારૂપે મને એક સંતાન આપ. મા! ખોળો ભરાય એટલું એક સંતાન તું મને દે. તને જે ગમે તે હું આપીશ.

[ નક્ષત્રનો પ્રવેશ ]

નક્ષત્ર! ક્યાં ચાલ્યો?

પાછો કેમ ફરે છે? આટલો બધો બીએ છે કોનાથી? હું તો અસ્ત્રહીન, બળહીન, નિરુપાય, અસહાય નારી છું. હું ય શું આટલી બધી ભયંકર લાગું છું?

નક્ષત્ર

ના, ના. મને બોલાવશો નહિ!

ગુણવતી

કેમ, શું થયું છે?

નક્ષત્ર

મારે રાજા નથી થવું.

ગુણવતી

તો ના થતો. તેમાં આટલો ઘૂરકે છે શાનો?

નક્ષત્ર

રાજા ચિરંજીવ થાઓ. હું યુવરાજ રહીને જ મરું એ વધારે સારું છે.

ગુણવતી

તો મરતો હોય તો વહેલો મર. તારા મનોરથ પૂર્ણ થાઓ. મેં શું તને તારે પગે પડીને જીવાડી રાખ્યો છે?

નક્ષત્ર

તો શું કહેવું છે, કહો.

ગુણવતી

જે ચોરે તારો રાજમુગટ ચોરી લીધો છે તેને દૂર કર, સમજ્યો?

નક્ષત્ર

બધું સમજ્યો, પણ એ ચોર કોણ તે ના સમજ્યો!

ગુણવતી

પેલો ધ્રુવ. રાજાના ખોળામાં મોટો થઈ રહ્યો છે. દિવસે દિવસે મુગટ તરફ ઊંચો થતો જાય છે.

નક્ષત્ર

ખરું ! હવે બધું સમજાયું. ધ્રુવના માથા ઉપર મુગટ જોયો છે ખરો. મેં ધાર્યું કે રમત હશે.

ગુણવતી

મુગટ સાથે રમત ? એ રમત બહુ જ ભયંકર છે. એ રમત ભાંગી નાખ. નહિ તો તું એ રમતનું રમકડું થઈ પડશે.

નક્ષત્ર

ખરું ! ખરું ! આ કંઈ સારી રમત ન કહેવાય !

ગુણવતી

આજે મધરાતે છૂપી રીતે તેને લઈ જઈને મારે નામે માજીને ચરણે તેનો ભોગ ધરાવ. તેના લોહીથી માજીનો રોષ શાંત થશે. અને આપણા વંશમાં સિંહાસન સ્થિર થશે અને પિતૃઓ તારું કલ્યાણ ગાશે. સમજ્યો કે ?

નક્ષત્ર

સમજ્યો.

ગુણવતી

તો જા. જે કહ્યું તે કરજે. યાદ રાખજે કે મારે નામે ભોગ ધરાવવાનો છે.

નક્ષત્ર

તેમ કરીશ. મુકુટની સાથે રમત ! આ તો સત્યાનાશ ! દેવીનો સંતોષ, રાજ્યરક્ષા, પિતૃલોક—સમજવાનું કંઇ જ બાકી રહ્યું નથી.

# પ્રવેશ ચોથો

## મંદિરનું પગથિયું

### જયસિંહ

દેવી ! આપ છો? દેવી, આપ જો હો, અસીમ રજનીના કોઈ પણ ખૂણે એક કણી થઈને પણ આપ જો રહ્યાં હો, તો ત્યાંથી ચે ઝીણામાં ઝીણે સ્વરે મને જવાબ દો. કહો કે 'વત્સ હું છું.' નથી—નથી—દેવી નથી. નથી? કૃપા કરીને રહો. એ માયાવી મિથ્યા! દયા કર, દયા કર. આ જયસિંહ ઉપર દયા કરીને સત્ય બન. બાળપણથી હું તારી ભક્તિ કરતો આવ્યો છું. જીવનભર મારો પ્રેમ દેતો આવ્યો છું—એ પણ તારામાં પ્રાણ નહિ પૂરે? શું તું એટલી બધી મિથ્યા છે? જયસિંહ! તેં આ જીવન કોને દીધું? શું તેં તારું સર્વસ્વ સત્યશૂન્ય, દયાશૂન્ય, માતૃશૂન્ય, સર્વશૂન્યમાં હોમી દીધું?

[ અપર્ણાનો પ્રવેશ ]

અપર્ણા! તું પાછી આવી? મંદિરમાંથી હાંકી કાઢી તોયે તું દરિદ્રના મનને સુખની આશાની જેમ હમેશાં મારી ચારે બાજુએ વીંટળાયા કરે છે? સત્ય અને મિથ્યામાં આટલો જ ભેદ. મિથ્યાને અનેક જતન કરીને મંદિરમાં રાખું છું તો પણ તે રહેતું નથી. સત્યને અનાદરપૂર્વક હું મંદિરની બહાર કાઢી મૂકું છું તો પણ તે ફરી ફરીને આવે છે! અપર્ણા! તું જતી નહિ. હવે હું તને પાછી નહીં કાઢું. આવ, બંને અહીં બેસીએ. રાત બહુ ગઈ છે. કૃષ્ણપક્ષનો ચંદ્ર ઝાડોની પાછળ ઊગી રહ્યો છે. ચરાચર નિદ્રામાં છે. માત્ર આપણે બે જ જાગીએ છીએ. અપર્ણા! વિષાદમયી! તને પણ શું માયાવી દેવતા થાપ દઈ ગઈ? દેવતાનીય વળી શી જરૂર? શા માટે તેમને આપણા નાનાસૂના સુખી સંસારમાં ઘસડવા? તેઓ શું આપણી વ્યથા સમજી શકે છે? પત્થરની માફક માત્ર જોઈ રહે છે. પોતાના ભાઈને

પ્રેમથી વંચિત રાખી તે પ્રેમ તેને દઈએ છીએ, પણ તે તેના કંઈ કામમાં આવે છે ખરો? આ સુંદર સુખમય ધરણી પરથી આંખો ફેરવી લઈને તેના તરફ જોઈ રહીએ છીએ, પણ તેની નજર ક્યાં હોય છે? તેની સરખામણીમાં ક્ષુદ્ર ખરી, તુચ્છ ખરી, તોપણ મારો ધરતીમાતા; તેની આગળ ક્ષુદ્ર જંતુ જેવા, તોયે મારા ભાઈ; તિરસ્કારથી આંધળા રથના પૈડાં તળે કચરીને ચાલી જાય છે તો પણ તે કચરાયેલાં, ઉપેક્ષા પામેલાં મારાં સ્વજનો છે. આવો ભાઈઓ! નિર્ભય થઈને, દેવતા વિનાના થઈને. હજીયે પાસે પાસે બંધાઈને રહીએ. લોહી જોઈએ છે? શું એટલા માટે સ્વર્ગનું ઐશ્વર્ય છોડીને દરિદ્ર ધરતી ઉપર આવી છે? ત્યાં માણુસ નથી, કોઈ જીવ નથી, લોહી નથી, વ્યથા પામે તેવું કોઈ છે નહિ એટલે શું સ્વર્ગ ઉપર અરુચિ ઉત્પન્ન થઈ? જ્યાં નિર્ભય રીતે વિશ્વાસથી માણુસનો ક્ષુદ્ર પરિવાર માળો બાંધીને રહ્યો છે ત્યાં તું શિકાર કરવા આવી છે. અપર્ણા! બાલિકા! દેવી નથી!

### અપર્ણા

જયસિંહ! તો તું ચાલ આ મંદિર છોડીને—

### જયસિંહ

આવીશ. આવીશ, જરૂર આ મંદિર છોડીને આવીશ. હાય! અપર્ણા એમ જ જવું પડશે. પણ જે રાજ્યમાં જીવનભર રહ્યો તે રાજ્યનો પૂરેપૂરો કર આપીને પછી જઈશ. જવા દે એ બધી વાત. પણ જો ગોમતીની આછી જલરેખા ચાંદનીથી ચમકી રહી છે. અને તેનો કલરવ સેંકડો વાર એકની એક વાત કહે છે. આકાશમાં અર્ધચંદ્રનું મોં ફિક્કું પડી ગયું છે, તે થાકથી ક્ષીણુ થઈ ગયો છે. અનેક રાત્રીના જાગરણથી જાણે ચંદ્રની આંખનાં પોપચાં ઊંઘના ભારે અરધાં બિડાઈ ગયાં છે. સુંદર જગત! હા અપર્ણા! આવી રાત્રીને વિષે દેવી નથી! જવા દો દેવીને, અપર્ણા! સુખદાયક, અમૃતમય કંઈ

વાત આવડે છે? તો કહે કે જે સાંભળીને ઊંડા આનંદમાં મગ્ન થઈ જીવનનો તાપ ભૂલી જાઉં, મરણ કેટલું મીઠું છે, કેટલું મધુર છે તેનો આગળથી જ કંઈક સ્વાદ પામું. અપર્ણા, તારાં મધુર નયનો મારા મુખ ઉપર ઠેરવીને, તારા મધુર કંઠે એવું કંઈક બોલ, આ જનહીન સ્તબ્ધ રજનીમાં આ વિશ્વ જગત જ્યારે ઊંઘી રહ્યું છે ત્યારે અપર્ણા! તું એવું કંઇક બોલ કે જે સાંભળીને એમ થાય કે ચારે બાજુ બીજું કાંઈ નથી. પૂર્ણિમાની શાંત રાત્રે રજનીગંધાની સુવાસશો પ્રેમ જ કેવળ વ્યાપી રહ્યો છે.

### અપર્ણા

હાય જયસિંહ! હું કશું બોલી શકતી નથી. મનમાં તો બહુએ ભર્યું હોય એમ લાગે છે.

### જયસિંહ

તો હજી પાસે આવ. મનની વાત મન કહેશે, અપર્ણા! અરે આ હું શું કરું છું? અપર્ણા! અપર્ણા! ચાલી જા મંદિર છોડીને. ગુરુનો આદેશ છે.

### અપર્ણા

જયસિંહ! નિષ્ઠુર ન થા. વારે વારે પાછી ન કાઢ. મેં શું સહ્યું છે તે અંતરર્યામી જાણે છે.

### જયસિંહ

તો હું જાઉં છું. હવે એક ક્ષણ પણ અહીં નહિ રહું.

[ થોડે દૂર જઈ પાછા ફરીને ]

અપર્ણા! શું હું નિષ્ઠુર! જયસિંહ નિષ્ઠુર અને કઠિન છે એવું જ તારા મનમાં રહેશે? શું મેં કદી પણ હસીને વાત કરી

નથી? કદી પણ તને પાસે બોલાવી નથી? તને રડતી જોઈ હું પણ શું રડયો નથી? અપર્ણા! શું એ બધી વાતો તને યાદ નહિ આવે? જેને હું દેવી કહેતો તે આ પાષાણુની મૂર્તિ જેવી પાષાણુ છે એવો જ પાષાણુ હૃદયનો અને નિષ્ઠુર આ જયસિંહ છે એટલું જ તને યાદ રહેશે? હાય દેવી! તું જો દેવી હોત અને મારો અંતર્દાહ સમજત તો કેવું સારું!

### અપર્ણા

આ બુદ્ધિહીન નારીનું હૃદય વ્યથા પામ્યું છે. તેને ક્ષમા કર. ચાલ, જયસિંહ! હવે ચાલ! આપણે આ મંદિર છોડીને ચાલ્યાં જઈએ.

### જયસિંહ

અપર્ણા, દયા કરીને મને બચાવ. દયા કરી મને મૂકીને ચાલી જા. જીવનમાં એક કામ બાકી છે. તે જ મારું લક્ષ્ય બનો. તેનું સ્થાન તું ખૂંચવી ન લે.

[ ઉતાવળો ઉતાવળો ચાલ્યો જાય છે ]

### અપર્ણા

સેંકડો વખત સહ્યું છે. આજે કેમ હવે સહેવાતું નથી? આજે કેમ પ્રાણ ભાંગી પડે છે?

# પ્રવેશ ૫ મો

## મંદિર

[ નક્ષત્રરાય, રઘુપતિ અને ઊંઘતો ધ્રુવ ]

### રઘુપતિ

રડી રડીને ઊંઘી ગયો છે. જયસિંહ પણ આવી જ રીતે બાળપણમાં પિતા માતા વિનાનો થઈને મારા ખોળામાં આવ્યો હતો. તે દિવસે ચારે બાજુ નવું નવું જોઈને તે પણ આમ જ રડયો હતો. અને સાંજ પડતાં પણે માજીને ચરણે શોકથી નિરાશ થઈને થાકી જવાથી ઊંઘી ગયો હતો. આને જોઈને તેનું બાળપણનું મોં અને તે રુદન યાદ આવે છે.

### નક્ષત્રરાય

મહારાજ ! હવે વિલંબ કરશો નહિ. કદાચ રાજાને ખબર પડી જાય એવી બીક રહે છે.

### રઘુપતિ

ખબર વળી કેવી રીતે પડવાની ? ચારે બાજુ મધરાતની નિદ્રા ફરી વળેલી છે.

### નક્ષત્રરાય

મને કંઇક એવું લાગ્યું કે મેં કોઈનો પડછાયો જોયો.

### રઘુપતિ

પોતાના ભયનો.

### નક્ષત્રરાય

જાણે કોઈનો રુદન સ્વર સાંભળ્યો.

રઘુપતિ

પોતાના હૃદયનો. વિષાદ દૂર કર. ચાલ, જરા કારણસલિલનું પાન કરીએ. ( મદ્યપાન ) મનોભાવ જ્યાં સુધી મનમાં રહે છે ત્યાં સુધી મોટા દેખાય છે, પણ કાર્ય કરતી વખતે નાના થઈ જાય છે ! કેટલીય વરાળ પીગળે ત્યારે એક ટીપું પાણી થાય. શું ? એક ક્ષણનું કામ ? દીવો બૂઝાવતાં જેટલી વાર લાગે તેટલી ? એક ક્ષણમાં તેની પ્રાણરેખા ઊંઘમાંથી ગાઢતર ઊંઘમાં ચાલી જશે –શ્રાવણની રાતે જાણે વીજળીનો ચમકારો. માત્ર એની વેદના રાજાના હૃદયમાં હમેશને માટે રહી જશે. આવ, આવ યુવરાજ ! આમ મ્લાન મુખે કેમ બેસી રહ્યો છે ? બોલતો કેમ નથી ? તારા મોં ઉપરનું હાસ્ય ક્યાં ઊડી ગયું ? આમ મરેલા જેવો શાને ? આવ, જરા આનંદજલનું પાન કરીએ.

નક્ષત્રરાય

બહુ જ મોડું થયું છે. હું તો કહું છું કે આજ રહેવા દો. પૂજા કાલે થશે.

રઘુપતિ

મોડું થયું છે ખરું. રાત પૂરી થવા આવી.

નક્ષત્રરાય

આ સાંભળો પગલાં !

રઘુપતિ

ક્યાં છે ? મને તો કંઈ સંભળાતાં નથી.

નક્ષત્રરાય

આ સાંભળો. પેલો જુઓ દીવો !

### રઘુપતિ

રાજાને ખબર પડી ચૂકી. હવે એક ક્ષણનો પણ વિલંબ ન કરવો. જય મહાકાલી !

[ ખડ્ગ ઉગામે છે: રાજા અને પ્રહરીઓ ઉતાવળા ઉતાવળા પ્રવેશ કરે છે: રાજાના હુકમ મુજબ પ્રહરીઓ રઘુપતિને અને નક્ષત્રને પકડે છે ]

### ગોવિંદ

લઈ જાઓ કારાગૃહમાં. પછી એમનો ન્યાય થશે.

## અંક ૪ થો

### પ્રવેશ ૧ લો

**ન્યાય મંદિર**

**ગોવિંદ**

બીજું કાંઈ કહેવું છે ?

**રઘુપતિ**

ના.

**ગોવિંદ**

ગુનો કબૂલ કરો છો ?

**રઘુપતિ**

ગુનો ! ગુનો કર્યો છે ખરો ! દેવીની પૂજા હું પૂરી ન કરી શક્યો—મોહમાં મૂઢ બનીને મેં નકામો વિલંબ કર્યો ! તેની જ સજા મને દેવી દઈ રહ્યાં છે. તું તો એક નિમિત્ત માત્ર છે.

**ગોવિંદ**

સૌ સાંભળો. મારો નિયમ એવો છે કે પવિત્ર પૂજાને બહાને દેવી આગળ જે મોહાંધ જીવહિંસા કરશે અથવા તે કરવાનો પ્રયત્ન

કરશે અને રાજ આજ્ઞાનું ઉલ્લંઘન કરશે તેને હદપાર કરવામાં આવશે. રઘુપતિ ! તારે આઠ વર્ષ હદપાર રહેવું પડશે. ચાર સિપાઈઓ તને રાજ્ય બહાર મૂકી આવશે.

રઘુપતિ

માજી વિના હું કોઈને પણ આ જગતમાં નમ્યો નથી. હું બ્રાહ્મણ છું, તું શૂદ્ર છે. તોપણ ઘૂંટણીએ પડી, હાથ જોડીને પ્રાર્થના કરું છું કે બે દિવસની મહેતલ આપ. શ્રાવણના છેલ્લા બે દિવસો. ત્યાર પછી શરદને પહેલે જ પ્રભાતે ચાલ્યો જઈશ—તારું આ અભિશપ્ત દગ્ધ રાજ્ય છોડીને. પાછું યે ન જોઉં.

ગોવિંદ

બે દિવસની મહેતલ આપું છું.

રઘુપતિ

મહારાજ ! રાજાધિરાજ ! તમે મહિમાના સાગર છો, કૃપામૂર્તિ છો ! હું તો ધૂળથી પણ અધમ છું, દીન છું, અપાત્ર છું.

[ જાય છે ]

ગોવિંદ

નક્ષત્ર ! તારો ગુનો કબૂલ કર.

નક્ષત્રરાય

મહારાજ ! હું ગુનેગાર છું. માફી માગવાનીયે હિંમત ચાલતી નથી.

[ પગે પડે છે ]

ગોવિંદ

બોલ ! તું કોની સલાહથી ભોળવાઈને આ કામમાં સામેલ થયો હતો ? તું સ્વભાવથી જ કોમળ છે. આવી નિર્દય બુદ્ધિ તારી ન હોય.

નક્ષત્રરાય

બીજાને કોને દોષ દઉં ? આ પાપી મુખે બીજાનું નામ નહિ લઉં. અપરાધ મારો એકલાનો જ છે. પોતાની જ પાપી બુદ્ધિથી પોતે ભૂલ્યો છું. આ મૂર્ખ ભાઈના સેંકડો અપરાધો માફ કર્યા છે તેમ આજે પણ કરો.

ગોવિંદ

નક્ષત્ર ! પગ છોડીને ઊઠ. વાત સાંભળ. મારી આપવી એ કંઈ મારે હાથ છે ? ન્યાયાધીશ તો પોતાના કાયદાથી બંધાયલો છે—બંદીવાન કરતાં પણ સખ્ત રીતે. એક ગુના માટે એકને શિક્ષા અને બીજાને મુક્તિ આપવાની વિધાતાને પણ સત્તા નથી. હું તો કોણ માત્ર ?

બધા

ક્ષમા કરો, ક્ષમા કરો, પ્રભુ ! નક્ષત્ર આપનો ભાઈ થાય છે.

ગોવિંદ

સૌ શાંત થાઓ ! જ્યાં સુધી હું ન્યાયાસન ઉપર છું ત્યાં સુધી મારો કોઈ ભાઈ નથી કે મિત્ર નથી. અપરાધ પુરવાર થઈ ગયો છે. ત્રિપુર રાજ્યની સીમા બહાર, બ્રહ્મપુત્રને તીરે તીર્થસ્થાનને માટે બંધાવેલો રાજમહેલ ઊભો છે; ત્યાં નક્ષત્રરાય આઠ વર્ષનો દેશવટો ભોગવશે.

[ પ્રહરીઓ નક્ષત્રને લઈ જવા માંડે છે: રાજા સિંહાસન પરથી ઊતરે છે ]

ગોવિંદ

વિદાયનું આલિંગન દેતો જા ! ભાઈ ! આ સજા તને એકલાને નથી, મને પણ છે. આજથી રાજમહેલ મને શૂળોની પેઠે ભોંકાશે.

તારે માથે મારો આર્શીવાદ રહેશે જ. જ્યાં સુધી તું મારાથી દૂર રહે ત્યાં સુધી દેવો તારી રક્ષા કરો.

[ નક્ષત્ર જાય છે ]

ગોવિંદ

( દરબારીઓને ) બધા દરબાર છોડી જાઓ, થોડી વાર મારે એકાંત જોઈએ છે.

[ બધા જાય છે ]

[ નયનરાય દોડતો આવે છે ]

નયનરાય

મહારાજ ! ભારે વિપત્તિ આવી છે.

ગોવિંદ

રાજા શું માણસ નહિ ? હે વિધાતા ! રાજાનું હૃદય શું દીન દરિદ્રીના જેવું જ તમે ઘડયું નથી ? બધાના જેવું જ દુઃખ દો છો, માત્ર આંસુ સારવાનો વખત શું નહિ દો ?

શી વિપત્તિ આવી છે ? જલદી કહે.

નયનરાય

મોગલ લશ્કરની સાથે ચાંદપાલ ત્રિપુરાનો નાશ કરવાને આવે છે.

ગોવિંદ

નયનરાય ! આ તને શોભતું નથી. ચાંદપાલ શત્રુ થયો એટલા માટે તેને માથે આવો આરોપ મૂકે છે ?

નયનરાય

આપે આ અધમ સેવકને ઘણીય સજા કરી છે, પણ આજે બતાવેલો આ અવિશ્વાસ સૌથી વધી ગયો. આપના શ્રીચરણથી દૂર ગયો છું એટલે શું એટલો બધો હલકો થઈ ગયો છું, એમ માનો છો ?

### ગોવિંદ

બધું બરાબર ફરીથી કહે. જરા સમજી લઉં.

### નયનરાય

મોગલો સાથે મળી જઈને ચાંદપાલ આપને પદભ્રષ્ટ કરવા માગે છે.

### ગોવિંદ

તને આ ખબર ક્યાંથી મળી ?

### નયનરાય

જે દિવસે પ્રભુએ મારાં હથિયાર લઈ લીધાં તે દિવસે લાજનો માર્યો હું પરદેશ ચાલ્યો. મેં સાંભળ્યું કે આસામની સાથે મોગલોને ઝઘડો થયો છે, એટલે ત્યાંના રાજા પાસે સૈનિકપદ માગવાને ગયો. રસ્તામાં ત્રિપુરા તરફ આવતું મોગલ સૈન્ય મને મળ્યું. ચાંદપાલ પણ સાથે જ હતો. તપાસ કરી તેની મતલબ જાણી લીધી. ખબર કહેવાને આપની પાસે દોડી આવ્યો છું.

### ગોવિંદ

હે વિધાતા ! એકાએક જગતમાં આ શું થઈ રહ્યું છે ! માત્ર બેચાર દિવસથી પૃથ્વીના પડમાં કોઈ જગાએ છિદ્ર પડી ગયું છે, એટલે આખો નાગવંશ રસાતળમાંથી પૃથ્વી ઉપર દોડ્યો આવે છે, અને જ્યાં ત્યાં પોતાની ફેણો ઊંચી કરી રહ્યો છે. શું પ્રલય આવી પહોંચ્યો ? અત્યારે વિસ્મય પામવાનો સમય નથી. સેનાપતિ ! લશ્કર સંભાળ.

# પ્રવેશ ૨ જો

## મંદિરનું આંગણું

[ જયસિંહ અને રઘુપતિ ]

### રઘુપતિ

ગર્વ ગયો, તેજ ગયું, બ્રાહ્મણત્વ ગયું. અરે વત્સ! હવે હું તારો ગુરુ નથી રહ્યો. કાલ સુધી મેં બેધડક ગુરુના ગૌરવથી હુકમ કર્યો હતો, પણ આજે તો વિનયપૂર્વક ભીખ માગવાનો જ મારો અધિકાર રહ્યો છે. અંતરમાંની તે જ્યોત બુઝાઈ ગઈ છે કે જેને પ્રતાપે હું ઐશ્વર્યને અને રાજાને પણ તુચ્છ ગણતો હતો. નક્ષત્ર ખરી પડે છે એટલે તો માટીનું કોડિયું પણ તેના કરતાં શ્રેષ્ઠ બને છે. તેની મશ્કરી કરતો આગીઓ તેને ધૂળમાં શોધે છે પણ જડતું નથી. દીવો રોજ હોલવાય છે ને રોજ સળગે છે. નક્ષત્રો એકવાર બુઝાયાં એટલે સદાનો અંધકાર. મારી તે સનાતન જ્યોત બુઝાઈ ગઈ છે. આયુષ્ય એ તુચ્છ વસ્તુ છે. પણ તેનાય બે દિવસની મારે રાજાને પગે પડીને ભીખ માગવી પડી. જયસિંહ! એ બે દિવસો નકામા ન જાય એવું કર. તે બે દિવસો પોતાનું કલંક ધોઈને જાય એવું કર. પોતાનું કાળું મોં રાજરક્તથી લાલ કરીને જાય એવું કર. વત્સ! કેમ બોલતો નથી? હવે આ કંઈ ગુરુની આજ્ઞા નથી; તો પણ મેં તને બાળપણથી પાળ્યોપોષ્યો તેના બદલામાં હું કશું જ ન માગી શકું? નબાપા થયેલા તને મેં પાળ્યો એટલે શું તારા પિતા કરતાંય હું અધિક નથી? આમ બધું તને યાદ દેવરાવવું પડે છે એ જ દુઃખની વાત છે. દયા માગવી પડે એ સહી શકાય, પરંતુ જે અભાગીને પ્રેમ માગવો પડે છે તે અધમમાં અધમ ભિખારી છે. વત્સ! હજીયે નહિ બોલે? ઘૂંટણ! તમે ફરી એક વાર નીચાં નમો. જ્યારે મારા ખોળામાં આવ્યો હતો ત્યારે આટલો ઘૂંટણથીય નાનો હતો. તેની આગળ આજે મારા ઘૂંટણ, નમો. પુત્ર, હું ભિક્ષા યાચું છું.

જયસિંહ

પિતા ! આ ભગ્ન હૃદયમાં હવે વજ્રાઘાત ન કરશો. માજીને રાજરક્ત જોઈએ છે તે હું આણી દઈશ. જે માગશે તે બધુંય આપીશ. બધુંય ઋણ ફેડીને જઈશ. જરૂર, જરૂર.

[ જાય છે ]

તો ભલે. દેવી માગે છે એટલે આપવા તૈયાર થયો છે ! હું તો હિસાબમાં પણ નથી. ઓ કૃતઘ્ની ! દેવીએ તારું શું કર્યું છે ? બાળપણથી શું દેવી તારું પાલન કરતી આવી છે ? માંદો પડ્યો ત્યારે એણે સેવા કરી હતી ? ભૂખ્યો થતાં એણે અન્ન આપ્યું હતું ? અને તારી જ્ઞાનની તૃષા એણે છીપાવી હતી ? અને છેવટે આ કૃતઘ્નતાની વેદના શું દેવી સહન કરવાની છે ? હાય, કળિકાળ ! જવા દો.

## પ્રવેશ ત્રીજો

### મહેલ

[ રાજા: નયનરાયનો પ્રવેશ ]

નયનરાય

ફૂટેલા સિપાઈઓને ઠેકાણે આણ્યા છે. લડાઈની બધી તૈયારીઓ થઈ ગઈ છે, મહારાજ ! આજ્ઞા કરો એટલે કૂચ કરીએ. આર્શીવાદ આપો.

ગોવિંદ

ચાલો સેનાપતિ, હું જાતે જ રણક્ષેત્રમાં આવું છું.

નયનરાય

જ્યાં સુધી આ દાસના દેહમાં પ્રાણ છે ત્યાં સુધી મહારાજ, ધીરજ ધરો. વિપદમાં ઝંપલાવીને—

ગોવિંદ

બધાની વિપત્તિમાં હું પણ મારો ભાગ લેવા માગું છું. મારો ભાગ સૌથી મોટો છે. આવો સૈનિકો, મને તમારી સાથે લો. તમારા રાજાને દૂર સિંહાસન ઉપર હદપાર કરી યુદ્ધગૌરવથી વંચિત રાખશો નહિ.

[ દૂતનો પ્રવેશ ]

દૂત

હદપાર થયેલા કુમાર નક્ષત્રરાયને રસ્તામાંથી જ મોગલો ઉપાડી ગયા છે. તેમને તેઓએ રાજા બનાવ્યા છે. અને રાજધાની તરફ લશ્કર સાથે આવે છે.

ગોવિંદ

પૂરૂં થયું. હવે કોઈ જાતનો ભય નથી. યુદ્ધ હવે મટી ગયું.

[ પ્રહરીનો પ્રવેશ ]

પ્રહરી

દુશ્મનની છાવણીમાંથી પત્ર આવ્યો છે.

ગોવિંદ

નક્ષત્રના અક્ષર છે. કદાચ સુલેહનો સંદેશો પણ હોય.( વાંચે છે) શું આ સ્નેહનું સંબોધન! આ ભાષા તો નક્ષત્રની લાગતી નથી. મને હદપાર કરવા માગે છે. નહિ તો સોનાની ત્રિપુરા લોહીની નદીમાં ડૂબી જશે—દેશ ખાખ થઈ જશે અને ત્રિપુરાની સુંદરીઓ મોગલ જનાનામાં પુરાશે! જોઉં! જોઉં! અક્ષર તો તેના જ છે.

"મહારાજ નક્ષત્રમાણિક્ય"! મહારાજ! જુઓ, જુઓ! સેનાપતિ, આ જુઓ! રાજાએ જેને હદપાર કર્યો છે તે રાજાને હદપાર કરે છે. વિધિના ખેલ આવા છે!

નયનરાય

હદપાર! આતે કેવી ઉદ્ધતાઈ? હજુ કંઈ લડાઈ તો પૂરી થઈ નથી!

ગોવિંદ

પણ આ કંઈ મોગલોનું ધાડું નથી. ત્રિપુરાના રાજપુત્રને રાજા થવાની ઇચ્છા થઈ છે, એમાં વળી યુદ્ધ શાનું?

નયનરાય

રાજ્યનું કલ્યાણ—

ગોવિંદ

રાજ્યનું કલ્યાણ થશે. બે ભાઈઓ સામસામે ઊભા રહીને એક બીજાની છાતીમાં મૃત્યુમુખી છૂરી ભોંકી દે એથી શું રાજ્યનું કલ્યાણ થશે? રાજ્યમાં માત્ર સિંહાસન છે; ગૃહસ્થનું ઘર નથી, ભાઈ નથી, ભાઈભાઈનો સંબંધ પણ નથી. જોઉં, જોઉં ફરી એકવાર. આ શું તેનું લખાણ છે? લખાણ નક્ષત્રનું પોતાનું નથી. શું હું લૂંટારો, દેવદ્વેષી, અકલ્યાણ કરનાર ઠર્યો? ના, ના, આ લખાણ તેનું નથી. લખાણ ગમે તેનું હોય, અક્ષરો તો તેના જ છે—પોતાને હાથે લખ્યું છે તો તેણે જ. વિષ ગમે તે સાપનું હોય, પણ પોતના અક્ષરોને મુખે લગાવ્યું છે તો તેણે જ; મારી છાતી પર ઝીકયા પણ તેણે જ. હે વિધાતા! આ સજા તમે કરી છે, તેણે નહિ. દેશપાર! ભલે તમે થાઓ. તેની દેશપારની સજા હું તેને બદલે મૂંગે મોઢે નીચે માથે સહન કરીશ.

---

# અંક ૫ મો

## પ્રવેશ ૧ લો

[ મંદિરની બહાર વાવાઝોડું જામ્યું છે : પૂજાની સામગ્રી લઈને
રઘુપતિ પ્રવેશ કરે છે ]

### રઘુપતિ

આટલે દિવસે જાણે દેવી જાગ્યાં હોય તેમ લાગે છે! શી આ ક્રોધપૂર્ણ ગર્જના! નગર ઉપર થઈને અભિશાપ વરસાવતી વરસાવતી હે મહાકાલી! શું તું દોડી રહી છે? પેલી જાણે તારી પ્રલય સખીઓ દારુણ ક્ષુધાથી વિશ્વ મહાવૃક્ષને પૂરા જોશથી હચમચાવી રહી છે! આજે તારા લાંબા ઉપવાસનાં પારણાં કરાવીશ. ભક્તોને સંશયમાં નાખી આટલા દિવસ સુધી તું ક્યાં હતી? તારું ખડ્ગ તું ન ઉગામે તો પછી અમારું શું ગજું? આજ તારું ચંડી સ્વરૂપ જોઈને કેવો આનંદ થાય છે! હૈયામાં હિંમત આવી છે, સંશયો દૂર થયા છે; મરેલો, અપમાનિત, આજે નવા તેજથી પાછો ઊઠયો છું. આ પગલાં સંભળાયાં! આ તારી પૂજા આવી! જય મહાદેવી!

[ અપર્ણાનો પ્રવેશ ]

દૂર થા ! દૂર થા ! માયાવિની ! જયસિંહને શોધે છે ? અરે કાળમુખી ! પાપણી !

[ અપર્ણા ચાલી જાય છે ]

આ કવખતનો વિલંબ શાને ? જયસિંહ ન જ આવે તો ? કદી પણ ન બને, તે વચન તો ન જ તોડે. જય ભયંકરી ! જય મહાકાલી ! જય સિદ્ધિદાત્રી ! કદાચ કંઈ વિઘ્ન આવે તો ? આખરે પકડાઈ જાય તો ? પહેરાવાળાઓના હાથમાં સપડાય તો ? જય મા અભયા ! જય ભક્તભીડભંજની ! જય મા જાગ્રત દેવી ! જય સર્વ-જયી ! ભક્તવત્સલાની સંસારમાં અપકીર્તિ ન થાય એવું કરજે. શત્રુપક્ષ તારી મશ્કરી કરીને હસે નહિ તેવું કરજે. બાળકનો માતૃ-અહંકાર ખંડિત થશે તો કોઈ તને મા કહીને બોલાવશે નહિ. આ પગલાં સંભળાયાં. છે તો જયસિંહ જ. જય નૃમુંડમાલિની ! પાખંડ-દલિની મહાશક્તિ !

[ જયસિંહ ઉતાવળો ઉતાવળો પ્રવેશ કરે છે ]

જયસિંહ !—રાજરક્ત ક્યાં ?

### જયસિંહ

છે, છે ! મને છોડો ! હું પોતે જ ભોગ ધરાવીશ—હે દયામયી ! જગત્પાલિની માતા ! તારે રાજરક્ત જોઈએ છે ? એ વિના તારી તૃષા કેમે કરી છીપે એમ નથી ? હું રજપૂત છું, મારા વડવાઓ રાજા હતા, અને મારો માતૃપક્ષ હજી પણ રાજ્ય ભોગવે છે. મારા શરીરમાં રાજરક્ત છે. એ લોહી તને આપીશ. એ જ તારો છેલ્લો ભોગ થાય એવું કરજે. હે લોહીતરસી ! એ લોહી તને આપીશ. એથી જ તારી અનંત પિપાસા સદાને માટે છીપે એવું કરજે.

[ છાતીમાં છરી હુલાવે છે ]

## રઘુપતિ

જયસિંહ ! જયસિંહ ! નિર્દય ! નિષ્ઠુર ! તેં આ શું સત્યાનાશ વાળ્યું ! જયસિંહ ! કૃતઘ્ન ! ગુરુદ્રોહી ! પિતૃમર્મઘાતી ! સ્વેચ્છાચારી ! જયસિંહ ! વજ્રહૈયાના ! અરે જયસિંહ ! મારા એકમાત્ર જીવન ! પ્રાણાધિક ! જીવનનવનીત ! જયસિંહ ! વત્સ ! બેટા ! ગુરુવત્સલ ! પાછો આવ ! પાછો આવ ! મને તારા વિના બીજું કશું નથી જોઈતું ! અહંકાર, અભિમાન, દેવતા, બ્રાહ્મણ બધું ભલે જાય, પણ તું આવ !

[ અપર્ણાનો પ્રવેશ ]

## અપર્ણા

આ તો મને ગાંડી બનાવી દેશે ! જયસિંહ ! જયસિંહ કયાં છે ?

## રઘુપતિ

આવ મા અમૃતમયી ! તારા અમૃતકંઠે, વ્યગ્ર સ્વરે પ્રાણ ખોલીને બોલાવ. બોલાવ જયસિંહને. મા ! તું તેને તારી સાથે લઈ જા. મારે નથી જોઈતો.

[ અપર્ણા મૂર્છા પામે છે ]

## રઘુપતિ

( મૂર્તિને ચરણે માથું ધરીને ) પાછો આપ ! પાછો આપ ! પાછો આપ ! પાછો આપ !

## પ્રવેશ બીજો

### મહેલ

[ ગોવિંદ અને નયનરાય ]

### ગોવિંદ

અત્યારે આનંદોત્સવ! અત્યારે મહેલમાં રોશની! રાજધાનીના દરવાજા બહાર વિજયતોરણો ઊભાં છે—જાણે આનંદમાં આવેલા નગરે ઊંચા ઉછાળેલા બે હાથ! હજુ તો હું મહેલમાંથી બહારે નીકળ્યો નથી, સિંહાસનને છોડયું નથી. આટલા દિવસ રાજા હતો—શું કોઈના ઉપર મેં ઉપકાર નહિ કર્યો હોય? કોઈ અન્યાય મેં દૂર નહિ કર્યો હોય? કોઈ અત્યાચાર નહિ અટકાવ્યો હોય? ધિક્, ધિક્, દેશપાર થયેલ રાજા! પોતે જ પોતાનો ન્યાય તોલીને શોકનાં અશ્રુ સારે છે? —મર્ત્ય રાજ્ય ગયું તોયે હજુ હું પોતાનો રાજા છું. અંતરના સિંહાસન આગળ મહોત્સવ થાઓ.

[ ગુણવતીનો પ્રવેશ ]

### ગુણવતી

પ્રિયતમ! પ્રાણેશ્વર! શા માટે જક કરો છો? દેવીનો ભોગ બંધ કર્યો તેનું ફળ જોયું? ચાલો નાથ! આજ રાત્રે છેલવહેલી પૂજા કરી રામજાનકીની માફક દેશવટે જઈએ.

### ગોવિંદ

હે પ્રિયતમે! આજ મારે શુભ દિવસ છે. રાજ્ય ગયું પણ તું મને પાછી મળી. ચાલ પ્રિયે! આજે બંને મંદિરમાં જઈએ. પ્રેમ લઈને—માત્ર પુષ્પ લઈને, મિલનનાં અશ્રુ લઈને, વિદાયનો વિશુદ્ધ વિષાદ લઈને. આજે રક્ત ન હોય, હિંસા ન શોભે.

### ગુણવતી

આટલી વિનંતિ કબૂલ કરો, નાથ!

### ગોવિંદ

બોલો દેવી.

### ગુણવતી

પાષાણ હૃદયના થશો મા. રાજહઠ છોડી દો. દેવી આગળ હાર ન માનવી હોય તો પણ મારી વેદના જોઈને પણ હૃદયમાં દયા લાવો. પ્રભુ! આપ તો આવા નિષ્ઠુર કદી ન હતા. કોણે તમને પાષાણ હૃદયના બનાવ્યા? કોણે તમને મારા સૌભાગ્યમાંથી ખૂંચવી લીધા, અને મને રાજાવિહોણી રાણી બનાવી?

### ગોવિંદ

પ્રિયે! માત્ર એક વાર મારા ઉપર વિશ્વાસ રાખ. ન સમજાતું હોય તે પણ મારા તરફ જોઈને સમજાયું માની લે. આ આંસુ જોઈને સમજ. તારા પ્રતિ મારો પ્રેમ છે તે પ્રેમ દ્વારા સમજ.—હવે હિંસા ન હોય. મોં ન ફેરવીશ! દેવી, હવે મને છોડી ન જઈશ. જવું જ હોય તો માફી આપીને જા. ચાલીયે ગઈ! સંસાર કેવો કઠિન અને નિષ્ઠુર છે! અરે કોઈ છે કે? કોઈ નથી! ત્યારે હુંય ચાલ્યો. સિંહાસન, વિદાય લઉં છું. મારા બાપના ખોળાશા પવિત્ર મહેલ આ તારો દેશપાર થયેલો પુત્ર પ્રણામ કરીને વિદાય લે છે.

## પ્રવેશ ૩ જો

મંદિર

રઘુપતિ

જુઓ જુઓ! જડ પથ્થરનું પૂતળું કેવું ઊભું છે! મૂઢ, બેવકૂફની માફક. મૂગું, પાંગળું, આંધળું, બ્હેરું! વેદનાથી પીડાતું આખું વિશ્વ શું તારી આગળ રડી રડીને મરે છે? તારા પાષાણુ ચરણો આગળ મહાન હૃદયો પછડાઈને પડે છે? હા હા હા હા! ક્યા દાનવનું આ ક્રૂર હાસ્ય જગતમાં બેઠું છે! જેમ જેમ જીવો 'મા' કહીને બોલાવે છે તેમ તેમ તું નિર્દય ઉપહાસે ઘોર અટ્ટહાસ્ય હસે છે. મને મારો જયસિંહ પાછો આણી આપ. પાછો લાવ! પાછો લાવ! પાછો લાવ! ઓ રાક્ષસી પિશાચી! (હલાવીને) સંભળાય છે કે નહિ? કાન છે? કોનું લોહી પીધું છે તે ખબર છે? ક્યા પવિત્ર માણસનું? ક્યા સ્નેહ, દયા અને પ્રીતિભર્યા મહાન હૃદયનું? તું સદાય આવી જ રહેજે— આ મંદિરના સિંહાસન ઉપર બેસી સરલ હૃદયની ભક્તિનો આમ ઉપહાસ કરતી. પ્રતિદિન તારી પૂજા કરીશ. તારે ચરણે પ્રણામ કરીશ. દયામયી મા કહીને તને બોલાવીશ. તારો ઢોંગ કોઈની પણ આગળ ઉઘાડો નહિ પાડું. માત્ર મને મારો જયસિંહ પાછો આપ.—હું આ કોની આગળ રડું છું? તો દૂર, દૂર, દૂર ફેંકી દે આ હૃદય દળતી પાષાણીને. જગતની છાતી પરનો ભાર છો હળવો થતો!

[દૂર ગોમતીના પાણીમાં ફેંકી દે છે]

[મશાલ લઈને વાજાં વગડાવતી ગુણવતીનો પ્રવેશ].

ગુણવતી

જય! જય મહાદેવી! દેવી ક્યાં છે?

રઘુપતિ

દેવી નથી.

ગુણવતી

ગુરુદેવ દેવીને પાછાં લાવો. હું તેમના રોષને શાંત કરીશ. હું આજની પૂજા લાવી છું. રાજ્ય, પતિ બધાંનો ત્યાગ કરીને માત્ર મારી પ્રાતજ્ઞા મેં પાળી છે. દયા કરો! દયા કરીને આજની એક રાત દેવીને પાછાં લાવો. દેવી કયાં છે?

રઘુપતિ

કયાંય નથી. ઉપર નથી, નીચે નથી, કયાંય નથી. કદી હતી પણ નાહ.

ગુણવતી

પ્રભુ! શું અહીં દેવી નહોતાં?

રઘુપતિ

શું તેને દેવી કહો છો? જો સંસારમાં કયાંય દેવી હોત તો તો આ પિશાચિનીને દેવી કહેવાતી તે સહન જ શી રીતે કરત? તો મહાન પુરુષો પોતાનાં હૃદય ચીરીને મૂઢ પાષાણને ચરણે નકામું પોતાનું લોહી શાના રેડત? શું તેને દેવી કહો છો? પવિત્ર લોહી પીવાથી તે મહારાક્ષસી ફાટી મરી છે.

ગુણવતી

ગુરુદેવ, મને આમ રિબાવશો નહિ; સાચે સાચું મને કહો કે શું દેવી નથી?

રઘુપતિ

નથી.

ગુણવતી

દેવી નથી?

રઘુપતિ

નથી.

ગુણવતી

દેવી નથી? ત્યારે કોણ રહ્યું છે?

રઘુપતિ

કોઈ નહિ, કાંઈ નહિ.

ગુણવતી

લઈ જાઓ, માજીની પૂજા પાછી લઈ જાએ. પાછી જા. જલદી બોલ. મહારાજ કયે રસ્તે ગયા?

[ જાય છે ]

[ અપર્ણાનો પ્રવેશ ]

અપર્ણા

પિતા!

રઘુપતિ

માતા, માતા, એ મારી મા! 'પિતા!' આ તો કંઇ ગાળ નથી. 'પિતા!' આ પુત્રઘાતીને જે પિતા કહીને બોલાવતો તે જ તારા સુધાભર્યા હોઠ ઉપર એ નામ મૂકતો ગયો. એટલી દયા કરતો ગયો. અહા! ફરી એકવાર 'પિતા' કહે.

અપર્ણા

પિતા! ચાલો આપણે મંદિર છોડીને ચાલ્યાં જઇએ.

[ પુષ્પ અર્ઘ્ય લઈને રાજાનો પ્રવેશ ]

ગોવિંદ

દેવી ક્યાં છે?

રઘુપતિ

દેવી નથી.

ગોવિંદ

આ લોહી કેવું?

રઘુપતિ

આ અપવિત્ર મંદિરમાં આ જ છેલવહેલું લોહી. જયસિંહે પોતાના લોહીથી હિંસાની જ્વાળા બુઝાવી છે.

ગોવિંદ

ધન્ય, ધન્ય જયસિંહ ! આ પૂજાની પુષ્પાંજલિ તને અર્પણ કરું છું.

ગુણવતી

મહારાજ !

ગોવિંદ

પ્રિયતમે !

ગુણવતી

આજે દેવી નથી રહ્યાં. તમે જ મારા એક માત્ર દેવ રહ્યા છો.

ગોવિંદ

પાપનો નાશ થયો. આજે મારી દેવી રૂપે દેવી પાછાં ફર્યાં.

અપર્ણા

પિતા ! ચાલો, આ મંદિરમાંથી.

રઘુપતિ

પાષાણ ભાંગી ગયો. મારી જનનીએ ફરીથી પ્રત્યક્ષ મૂર્તિ રૂપે દેખા દીધી. જનની ! અમૃતમયી !

અપર્ણા

પિતા, ચાલો આ મંદિરમાંથી.

# * અમારાં પ્રકાશનો *

## રાષ્ટ્રીય સાહિત્ય

| | |
|---|---|
| આખરી ફેંસલો ભા. ૧–૨ (ગાંધીજી) | ૧—૪—૦ |
| સંપૂર્ણ દારૂનિષેધ ,, | ૦—૮—૦ |
| હિન્દુસ્તાનના વેપાર ઉદ્યોગનો નાશ (મૂળ લેખકઃ બી. ડી. બસુ–અનુ૦ ગોપાળદાસ પટેલ) | ૦—૮—૦ |
| એવડું પાપ અને હિન્દુસ્તાનની પાયમાલી ,, | ૦—૬—૦ |
| પ્લાસીનું યુદ્ધ ,, | ૦—૪—૦ |
| બંગાળા બેહાલ ,, | ૦—૭—૦ |
| સ્વરાજ્યનાં ગીતો (કલ્યાણજીભાઇ) | ૦–૧૦–૦ |
| ખેડૂતનો શિકારી (જુગતરામ દવે) | ૦—૩—૦ |

## સામાજિક સાહિત્ય

| | |
|---|---|
| ધૂમ્રશિખા (સીતાદેવી ચટ્ટોપાધ્યાય) | ૧—૪—૦ |
| પરિણીતા (શરદબાબુ) | ૦—૮—૦ |

## બાલ સાહિત્ય

| | |
|---|---|
| ગોવિંદનું ખેતર અને બીજી વાતો (ધૂમકેતુ) | ૦—૨—૦ |
| વીરાંગના અને બીજી વાતો ,, | ૦—૨—૦ |
| દેશદેશની વીર કથાઓ (સચિત્ર) (રમણલાલ નાનાલાલ) | ૦–૧૨–૦ |
| પા–પા–પગલી ,, ,, | ૦—૬—૦ |
| બીલોરી પહાડ ,, ,, | ૦—૩—૦ |
| કાગળ પત્રો ,, ,, | ૦—૩—૦ |
| દેશદેશની અદ્ભુત વાતો ,, ,, | ૦–૧૦–૦ |

**ગૂર્જર ગ્રંથ રત્ન કાર્યાલય : ગાંધી રોડ : અમદાવાદ.**

સરૈયા આર્ટ પ્રિ. અમદાવાદ.